# ભૂવર્ણન ભાગ ૧ લો.

( હિંદુસ્તાન અને એશિઆ ખંડ—સંખ્યાબંધ
નકશાઓ અને ક્રિયાત્મક રૂપરેષાઓ
અને પ્રશ્નો સહિત. )


રચી પ્રસિદ્ધ કર્ત્તા,

**મોહનલાલ લક્ષ્મીદાસ શાહ.**
બી, એ, એમ. એસસી.
પ્રોફેસર—બરોડા કૉલેજ—વડોદરા.

અને

**ચીમનલાલ જીભાઇ પરિખ.**
હેડમાસ્તર—એ. વી. સ્કુલ.
મહેલાવ—વડોદરા.



સંવત ૧૯૮૭. સને ૧૯૩૧. આવૃત્તિ ૧ લી.




કિંમત ૦—૭—૦

# ભૂવર્ણન ભાગ ૧ લો.

(હિંદુસ્તાન અને એશિઆ ખંડ—સંખ્યાબંધ
નકશાઓ અને ક્રિયાત્મક રૂપરેષાઓ
અને પ્રશ્નો સહિત.)

રચી પ્રસિદ્ધ કર્ત્તા,


**મોહનલાલ લક્ષ્મીદાસ શાહ.**
બી, એ; એમ. એસસી.
પ્રોફેસર—બરોડા કૉલેજ-વડોદરા.

અને

**ચીમનલાલ જીભાઇ પરિખ.**
હેડમાસ્તર—એ. વી. સ્કૂલ.
મહેલાવ—વડોદરા.



૧૯૮૬. | સને ૧૯૦૭.





આવૃત્તિ ૧ લી.

કિંમત ૦—૭—૦

# પ્રસ્તાવના.

ભૂગોળનો વિષય વ્યાપારિક તેમજ કેળવણીની દૃષ્ટિએ સામાન્ય જનતાને જાણવો આવશ્યક છે. હાલમાં યુનિવર્સિટિએ નવા કાનુનો પ્રમાણે તે વિષયની મહત્તા સમજી વિદ્યાર્થીઓના અભ્યાસ ક્રમ માટે આ વિષયને બીજા વિષયો સાથે મહત્વનું સ્થાન આપેલું છે.

ભૂગોળનો વિષય વિદ્યાર્થીઓને ગોખાવવાનો હોઇ શકેજ નહિ. તેથી જો તેને નકશા સાથે શીખવવામાં આવે તો તેમને ગોખવાની જરૂર રહે નહિ, અને સંગીન જ્ઞાન થાય. એકજ નકશામાં બધી બાબતો હોવાથી નાના વિદ્યાર્થીઓને તે સમજવામાં ગુંચવાડો થાય તેથી આ પુસ્તકમાં વિષયવાર નકશાઓ ખાસ તૈયાર કરી આપવામાં આવ્યા છે, જેથી આ વિષય વધુ રસ વાળો થાય અને સંગીન જ્ઞાન થાય.

આ પ્રમાણે શીખવવાને ક્રિયાત્મક પદ્ધતિની ખાસ જરૂર છે. અને તેને માટે મેસર્સ મેકમીલન, મી. બી. સી. વૉલીસ, વગેરેઓએ આવાં પુસ્તકો અંગ્રેજીમાં બહાર પાડેલાં છે, તે ધોરણે ગુજરાતીમાં પણ શીખવવાને માટે ક્રિયાત્મક ભૂગોળ માળાની સીરીઝ મી. ચીમનલાલ જીભાઇ પરિખ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલી છે. જેમાંનાં ઘણાં ખરાં પુસ્તકો મુંબાઇ ઇલાકામાં, પશ્ચિમ હિંદ એજન્સીમાં પાઠ્ય પુસ્તક તરિકે અને વડોદરા રાજ્યની સેકન્ડરી સ્કૂલોમાં ચલાવવાને મંજુર થએલાં છે, પરંતુ વિદ્યાર્થીઓને બબે ચોપડીઓ લેવાનો ખર્ચ ભારે ન પડે તે સારૂં આ પુસ્તકમાં " ક્રિયાત્મક ભૂગોળ " ઉમેરી એકજ પુસ્તક જુજ કિંમતમાં વિદ્યાર્થી વર્ગના હિતને માટે તૈયાર કરવામાં આવ્યું છે, આ પુસ્તકની પદ્ધતિ બાળકના માનસને અનુસરીને છે. આ પદ્ધતિદ્વારા બાળકોને વિવિધ પ્રકારની માહિતી આપી શકાશે. તેમ ભૂગોળનું જ્ઞાન પણ સંગીન રીતે ફેલાવી શકાશે.

આ પુસ્તક શાળાઓના અભ્યાસ ક્રમને અનુસરીને તૈયાર કરવામાં આવ્યું છે. વળી તેમાં દેશની સ્વાભાવિક રચના, હવા, વરસાદ, પેદાશ, ઉદ્યોગ, વ્યાપાર, વસ્તી વગેરેની માહિતી, કેટલીક વનસ્પતિ અને ખનીજની વિશેષ હકીકત અને ઉપયોગ તથા બીજી કેટલીક જાણવા જેવી હકીકત આપવામાં આવી છે. વળી કૃતિના પ્રશ્નો ઉપરાંત પુસ્તકના ગઈ સાલના ટ્રેનિંગ કોલેજ અને વર્નાકયુલર ફાઈનલની પરિક્ષામાં આવેલા પ્રશ્નો તથા છેવટના ભાગમાં મુંબાઇ યુનિવર્સિટિની મેટ્રિકયુલેશન પરિક્ષાના પ્રશ્નો દાખલ કરવામાં આવ્યા છે, જેથી વિદ્યાર્થીઓને ચાલુ જમાનાના પ્રશ્નોની પદ્ધતિ અને જવાબ આપવાની સમજ પડે. આધુનિક જમાનાને લગતા વિમાન વ્યવહાર વિગેરે મહત્વની બાબતો આ પુસ્તકમાં સચિત્ર આપવામાં આવી છે. આવું સરળ ક્રિયાત્મક પદ્ધતિએ યુક્ત ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમાં કોઇ પુસ્તક વિદ્યાર્થીઓ સમક્ષ મુકવામાં આવ્યું હોય તો તે આજ છે.

આ પુસ્તકમાં આપેલા નદીઓની લંબાઇના, પર્વતોની ઉંચાઈના અને શહેરોની વસ્તીના આંકડાઓ આપેલા છે તે ગોખાવવાના નથી પણ એક બીજાની સરખામણી કરવા માટે છે.

આ નવીન પદ્ધતિવાળા પુસ્તકથી વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને આ વિષય વધુ રસવાળો થઈ પડશે અને તેઓ વધુ સંગીન જ્ઞાન મેળવશે તો અમારો શ્રમ ફળીભૂત થયો માનીશું. આ પુસ્તકને અંગે વિષયમાં રસ લેનાર શિક્ષકો તથા સદ્દગૃહસ્થો તરફથી સુચનાઓ સાભાર સ્વિકારવામાં આવશે.

વડોદરા.
તા. ૧-૪-૧૯૩૦

એમ એલ. શાહ

# અનુક્રમણિકા.



## હિંદુસ્તાનનું સામ્રાજ્ય ભા. ૨ જો.

### વિશેષ હકીકત.

## નકશાઓ.

તે ઉપરાંત હિંદુસ્તાનની રૂપરેષાના ૧૩ નકશા અને ૧ માર્ગોનો તથા ૧ દક્ષિણ હિંદુસ્તાનનો મળી ૧૫ રૂપ રેષાના નકશાઓ છે.

---

# એશિઆખંડ.

## અનુક્રમણિકા.

## નકશાઓ.

૧૩૧૧૨

# હિંદુસ્તાનનું સામ્રાજ્ય.

## ( Indian Empire )

**હિંદુસ્તાન**—આપણે મુંબાઇ ઇલાકાની હકીકત શીખી ગયા. એવા ઘણા ઈલાકા અને પ્રાંતો મળીને દેશ થાય. મુંબાઇ ઇલાકો જે દેશમાં આવ્યો છે તે દેશને હિંદુસ્તાન કહે છે. તેમાં મુંબાઈ ઇલાકા જેવા બીજા ઇલાકા, પ્રાંતો, મોટાં દેશી રાજ્યો અને એજન્સીઓ આવેલી છે. આ બધાના ઉપરી ગવરનર જનરલ છે, તેમને વાઇસરૉય એટલે શેનશાહના પ્રતિનિધિ પણ કહે છે. ઇંગ્લાંડના રાજા તે આપણા શેનશાહ છે, ઇલાકાના અને પ્રાંતોના ગવરનરો વાઇસરૉયના તાબામાં છે.

મુસલમાનો આવ્યા તે વખતે આ દેશમાં હિંદુઓ વસતા હતા તેથી તેને **હિંદુસ્તાન** કહે છે. વળી ભરત રાજાના નામ ઉપરથી તેને **ભારતવર્ષ** કે **ભરતખંડ** અને આર્ય લોકો તેમાં વસતા હતા તે ઉપરથી તેને **આર્યાવર્ત** કહે છે. આ દેશની ત્રણ બાજુ પાણી હોવાથી તેને દ્વીપકલ્પ કહે છે. આ દેશની રચના એવી ચમત્કારિક છે કે તેમાં સૃષ્ટિની સર્વે શોભા, દેખાવ અને ઘણું કરીને સર્વ પ્રકારની વનસ્પતિ તથા હવા માલમ પડે છે.

[ દુનિયામાં અને એશિઆ ખંડમાં હિંદુસ્તાનની જગ્યા-હિંદુસ્તાન ઉત્તર અક્ષાંસ ૮ થી ૩૬ અને પૂર્વ રેખાંસ ૬૭ થી ૯૭ વચ્ચે આવેલો છે. તે **એશિઆ** ખંડ[1]ની દક્ષિણે જે ત્રણ દ્વીપકલ્પો આવેલા છે તેમાંનો વચલો દ્વીપકલ્પ હિંદુસ્તાન છે. તે એશિઆખંડની છેક દક્ષિણ સુધી આવેલો છે. ]

---

૧ ખંડ—ઘણા દેશો મળી થએલા જમીનના મોટા ભાગને ખંડ કહે છે.

**ટીપ**—ઝીણા અક્ષરો તથા કૌંસમાં આપેલી હકીકત જરૂર હોય તોજ વિદ્યાર્થીઓને વંચાવવી.

# સીમા, આકાર, ક્ષેત્રફળ, વસ્તી, ભૂપૃષ્ટ અને કુદરતી વિભાગ.

**સીમા**—આ દેશની ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ અને હિમાલય પર્વતો આવેલા છે. તેઓ પરદેશી રાજાઓની સ્વારીઓથી આ દેશનું રક્ષણ કરે છે. પૂર્વે ચીન, હિંદીચીન અને બંગાળાનો ઉપસાગર છે. દક્ષિણે હિંદી મહાસાગર અને પશ્ચિમે અરબી સમુદ્ર તથા સુલેમાન અને હાલા પર્વત આવેલા છે. અને તેની પેલી બાજુ ઇરાન તથા અફઘાનિસ્તાન આવેલા છે.

[ આ ખંડના ઉત્તરના અર્ધા ભાગમાં ઘણા ઉંચા દુર્ઘટ પર્વતો આવેલા છે અને દક્ષિણના અર્ધા ભાગમાં સમુદ્ર આવેલા છે તેથી કોઈપણ પરદેશી રાજાથી એકદમ ચઢી અવાય તેમ નથી. ]

**આકાર અને ક્ષેત્રફળ**—આ દેશનો આકાર ત્રિકોણ છે. તેનું દક્ષિણ બિંદુ તે તેનું શિખર છે અને હિમાલય પર્વત તેનો પાયો છે. તેની ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૦૦૦ માઇલ છે અને પશ્ચિમથી પૂર્વ સુધીની પહોળાઇ ૨૫૦૦ માઇલ છે. આ દેશનું ક્ષેત્રફળ **અઢાર લાખ** ચોરસ માઇલ છે. એટલે મુંબાઇ ઇલાકાના કરતાં લગભગ નવ ઘણો મોટો છે.

[ તેમાં લગભગ દસ લાખ ચોરસ માઈલ ઇંગ્રેજ સરકારને તાબે છે. અને બાકીનામાં દેશી રાજ્યો અને સ્વતંત્ર રાજ્યો છે. ]

**વસ્તી**—આ દેશની વસ્તી ૩૨ કરોડ માણસની છે. જે પૃથ્વીની આખી વસ્તીનો પાંચમો ભાગ છે, અને મુંબાઇ ઇલાકા કરતાં લગભગ બાર ઘણી વધારે છે.

[ આ દેશની દર ચોરસ માઇલે સરેરાશ વસ્તી ૧૭૦ માણસની ગણાય. આ વસ્તીનાં છ કરોડ માણસ દેશી રાજ્યોમાં છે અને બાકીની ખાલસા મુલકમાં છે. વસ્તી પૈકી ૨૨ કરોડ હિંદુ, સાત કરોડ મુસલમાન, અને બાકીની ૪૫ લાખ ખ્રિસ્તિ, એક લાખ પારસી, અને પચીસ હજાર યાહુદી વગેરે છે. ]

# ભૂ પૃષ્ટ.

હિંદુસ્તાનની ભૂ રચના તપાસીએ તો આપણને માલમ પડશે કે તેનો ઉત્તરનો ભાગ એક પહાડી પ્રદેશ છે. તેને હિમાલય પર્વતનો ઉચ્ચ પ્રદેશ કહે છે. તે કાશ્મીરથી આસામ સુધી લગભગ ૧૬૦૦ માઇલ લાંબો અને ૨૦૦ માઇલ પહોળો, અને વધારેમાં વધારે લગભગ ૨૦૦૦૦ ફુટ જેટલો ઉંચો પહાડી પ્રદેશ છે. તેમાં આવેલા પર્વતો કિલ્લાની માફક હિંદુસ્તાનનું રક્ષણ કરે છે. આ પર્વતો ઓળંગી શકાય તેવા નથી તેથી જવા આવવા માટે તેમાં ખીણો છે તેમાં ખૈબરઘાટ અને બોલનઘાટ મુખ્ય છે, વળી આ પ્રદેશમાં સિંધુ, ગંગા, જમના અને બ્રહ્મપુત્રા વગેરે મોટી નદીઓનાં મૂળ આવેલાં છે. (૨) આ પહાડી પ્રદેશની દક્ષિણે સિંધુગંગાનો સપાટ પ્રદેશ છે જે લગભગ બે હજાર માઇલનું ફળદ્રુપ સપાટ મેદાન છે. આ મેદાનમાં સિંધુ અને ગંગા નદીઓ વહે છે તે ઉપરથી તેનુ નામ પડેલું છે. તે દરિઆની સપાટીથી ૬૦૦ ફુટની અંદરની ઉંચાઇએ છે, આ મેદાન હિમાલયમાંથી મોટી નદીઓએ ખેંચી આણેલા કાંપનું બનેલું છે અને તેમાં ઉત્તમ પાક થાય છે. ગંગા નદીના પ્રદેશમાં અનાજ ઉપરાંત શેરડી, અફીણ, ગળી, ચહા અને તેના મુખ આગળના ત્રિકોણ પ્રદેશમાં સણ પુષ્કળ થાય છે. આ ભાગ ફળદ્રુપ હોવાને લીધે તેમાં ઘીચ વસ્તી છે, તથા તેમાં મોટાં મોટાં શહેરો આવેલાં છે. સિંધુ અને ગંગાનાં મેદાનો વચ્ચે અરવલ્લી પર્વતનો ઉચ્ચ પ્રદેશ દિલ્હી સુધી આવી બન્ને મેદાનો વચ્ચે જળક્ષેપક પ્રદેશ બનેલો છે. આ મેદાનની દક્ષિણે **દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ** અને કિનારાનાં મેદાનો આવેલાં છે. (૩) દક્ષિણના ઉચ્ચ પ્રદેશ વિંધ્યાચળ પર્વત અને પશ્ચિમ ઘાટ તથા પૂર્વ ઘાટના પર્વતોના ત્રિકોણનો ઉચ્ચ પ્રદેશ છે. નિલગિરિ તે ત્રિકોણનું માથુ છે. વિંધ્યાચળ પાયો છે અને પશ્ચિમ અને પૂર્વ ઘાટ તેની બાજુઓ છે.

[ વિંધ્યાચળથી નિલગિરિની લંબાઈ લગભગ ૮૦૦ માઈલ છે. વિંધ્યાચળની સરાસરી ઉંચાઇ ૨૫૦૦ ફુટ તથા પશ્ચિમઘાટની સરાસરી ઉંચાઇ ૩૫૦૦ ફુટ તથા પૂર્વઘાટની સરાસરી ઉંચાઈ ૨૦૦૦ ફુટ છે. આ ત્રણે પર્વતોની વચ્ચે દક્ષિણના ઉચ્ચ પ્રદેશનું મેદાન છે. તેની સરાસરી ઉંચાઈ ૨૦૦૦ થી ૩૦૦૦ ફુટ છે. આ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો છે. તેથી ત્યાંની નદીઓ પૂર્વ તરફ વહે છે. પશ્ચિમઘાટમાં થળઘાટ અને બોરઘાટની ખીણો આવેલી છે, પશ્ચિમઘાટના નિલગિરિથી કેપકેમોરીન સુધીના ભાગને અનમલાઈ અને કારડામમ પર્વતો કહે છે. ]

(૪) **કિનારાનાં મેદાનો**માં એક પશ્ચિમે સહ્યાદ્રિ અને દરિયા કિનારાની વચ્ચે લગભગ ૩૦ થી ૪૦ માઇલ પહોળુ તથા બીજું પૂર્વ દરિઆ કિનારા અને પૂર્વઘાટની વચ્ચે લગભગ ૧૨૫ થી ૧૫૦ માઇલ પહોળુ એમ બે મેદાનો આવેલાં છે. એટલે ત્યાંની લાંબી નદીઓ પૂર્વ તરફ વહે છે. આ મેદાનોના કિનારાનો દરિયો ઘણો છાછરો છે. અને કિનારાનાં મેદાન દરિયાથી લગભગ ૬૦૦ ફુટની અંદરની ઉંચાઇએ છે. તે ઘાટોમાંથી ખેંચી આણેલી માટી અને કાંપનાં બનેલાં છે.

[ હિંદુસ્તાનના **જંગલના પ્રદેશો**–હિમાલય, આસામ અને બ્રહ્મદેશનાં જંગલો, તેરાઈ. સુંદરવન, અને મધ્ય હિંદુસ્તાનના ઉચ્ચ પ્રદેશનાં તથા પશ્ચિમઘાટનાં જંગલો છે. ]

ઉપર જણાવેલી ભૂ રચના ઉપરથી હિંદુસ્તાનના **કુદરતી ચાર વિભાગ** પડેલા છે. (૧) હિમાલય પર્વતનો પહાડી પ્રદેશ (૨) સિંધુગંગાનું મેદાન (૩) મધ્ય અને દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ (૪) કિનારાનાં મેદાન.

હિંદુસ્તાનના સામ્રાજ્યમાં **હિંદુસ્તાન, બલુચિસ્તાન** અને **બ્રહ્મદેશનો** સમાવેશ કરવામાં આવ્યો છે. **સિલોન** એ હિંદુસ્તાનનોજ ભાગ ગણાય છે.

## કિનારો–સમુદ્ર, અખાતો, ભૂશિરો, સામુદ્રધુની, બંદરો અને દ્વીપો.

**કિનારો**—કોઇપણ દેશ દરિયા કિનારે હોય તો તેથી દેશને ઘણોજ લાભ છે. કિનારાથી બીજા દેશ સાથે સહેલાઇથી સંબંધ થાય છે, અને મુસાફરી કરવામાં તથા માલ બીજા દેશમાંથી લાવવા તથા ત્યાં મોકલવામાં સસ્તુ અને સવડતા ભરેલું થઇ પડે છે. અને વેપારને ઘણો લાભ થાય છે. તેમજ દેશનું રક્ષણ થાય છે, અને હવાપાણીમાં પણ ઘણો લાભ થાય છે. ઉત્તમ કિનારો એટલે તેમાં પુષ્કળ ખાંચાખુંચી અને ઘણા અખાત ઉપસાગરો હોય અને સારાં બંદરો તથા નજીકમાં દ્વીપો હોય તો તેથી દેશને ઘણોજ લાભ થાય છે. હિંદુસ્તાનનો દરિયા કિનારો લગભગ ૪૦૦૦ માઇલ લાંબો છે પણ તે ઘણોખરો સીધો અને ખાંચાખુંચી વગરનો છે. કિનારે આવેલી જમીન ૬૦૦ ફુટ અંદરની ઉંચાઇવાળી સપાટ અને રેતાળ છે, અને ત્યાંનો દરિયો છાછરો છે. વળી તેના કિનારે ઘણા દ્વીપો ઘણાં સારાં બંદરો અને મોટાં શહેરો આવેલાં નથી તેથી વેપારને જોઇએ તેટલો સારો ફાયદો થતો નથી. ફક્ત કરાંચી, મુંબાઇ અને કલકત્તા ખરાં સારાં બંદરો છે. મદ્રાસમાં સારૂં બારૂં નથી. બ્રહ્મદેશનો કિનરો ખાંચાખુંચીવાળો છે પણ સ્ટીમરોને માટે નકામો છે. પશ્ચિમ કિનારાના દક્ષિણના અડધા ભાગને **મલબાર કિનારો** અને પૂર્વના દક્ષિણ ભાગને **કોરોમાંડળ કિનારો** કહે છે. કોરોમાંડળ કિનારાની ઉત્તરે **ઉત્તર સરકાર** અને તે પછી **આસામના કિનારા** આવેલા છે.

**સમુદ્ર, અખાત, ઉપસાગર**—હિંદુસ્તાનની દક્ષિણે **હિંદી મહાસાગર** આવેલો છે. અને તેનો જે ભાગ પશ્ચિમ કિનારે આવેલો છે તેને **અરબી સમુદ્ર** અને જે ભાગ પૂર્વમાં આવેલો છે તને **બંગાળાનો ઉપસાગર** કહે છે. અરબી સમુદ્રમાં **કચ્છ** અને

**ખંભાતના અખાત**, દક્ષિણે **મનારનો અખાત**, અને બ્રહ્મદેશના દક્ષિણ કિનારે **માર્તાબાનનો અખાત** આવેલા છે.

**ભૂશિરો**-સિંધની પશ્ચિમે **મોંઝ ભૂશિર** હિંદુસ્તાનનું છેક પશ્ચિમ બિંદુ, કાઠીઆવાડની પશ્ચિમે જગત પોઇંટ અને દક્ષિણે **કેપકોમોરીન ( કન્યા કુમારી ભૂશિર )** છેક દક્ષિણ બિંદુ છે તે સિવાય ઓરિસાના કિનારા ઉપર **પાલમાયરા ભૂશિર** અને બ્રહ્મદેશને કિનારે **કેપનિગ્રેસ** આવેલી છે.

**સામુદ્રધુની**—પાકની સામુદ્રધુની મનારના અખાત અને બંગાળાના ઉપસાગરને જોડે છે.

**રામનો સેતુ**-(Adam's Bridge) રામેશ્વર અને મનારના બેટ્રા વચ્ચે રામનો સેતુ છે, તે પરવાળાંની ટેકરીઓ અને રેતીનો બનેલો છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનના સામ્રાજ્યની પશ્ચિમે, ઉત્તરે અને પૂર્વે જે દેશો આવેલા છે તેમનાં નામ નકશામાં લખો.

૨ હિંદુસ્તાનની જે દીશામાં દરિઓ આવ્યો હોય ત્યાં તેનું તથા અખાતો અને ઉપસાગરનાં નામ લખો અને તેમાં ભુરો રંગ પુરો.

૩ હિંદુસ્તાનનું ક્ષેત્રફળ કેટલું છે તે અને તેની વધારેમાં વધારે લંબાઈ અને પહોળાઈ કેટલી છે તે નકશાની બાજુએ લખો.

૪ હિંદુસ્તાનના કુદરતી વિભાગ પાડી તેમાં તેમનાં નામ લખો.

૫ મલબાર કિનારો અને કોરોમાંડલ કિનારાનાં નામ લખો.

૬ બ્રહ્મ દેશના કિનારા ઉપર જે અખાત, ભૂશિર અને બંદર આવ્યાં હોય તેનાં અને હિંદુસ્તાનના દક્ષિણ અને પશ્ચિમ કિનારે જે સામુદ્રધુનીઓ અને ભુશિરો આવ્યાં હોય તેમનાં નામ લખો.

૭ ગંગાના પ્રદેશ અને સિંધુના પ્રદેશ વચ્ચે કયો પર્વત આવી તેમને જુદા પાડે છે અને જળ ક્ષેપક પ્રદેશ બનાવે છે તે જણાવો.

૮ દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઢાળ કઈ દિશાનો છે તે તથા તેમાં વહેતી નદીઓ કઇ દિશામાં વહે છે અને કયા અખાતમાં પડે છે તે જણાવો.

**દ્વીપો**—હિંદુસ્તાનની દક્ષિણે **સિલોન** બેટ છે. તેને **સિહલદ્વીપ** કે **લંકા** પણ કહે છે. ત્યાંના વતનીઓ સિંહાલી કહેવાય છે તે ઉપરથી તેને સિંહલદ્વીપ કહે છે. તેઓ તામીલ ભાષા બોલે છે અને બાદ્ધધર્મ પાળે છે. તેમાં ઇંગ્રેજ સરકાર તરફથી સ્વતંત્ર ગવરનર રહે છે. તેનું મુખ્ય શહેર **કોલંબો છે.** તે બંદર છે. ત્યાંની પેદાશ ચોખા, નાળિએર, ચા, રબર, અને તેજાનો છે. ત્યાં પ્લંબેગો અને હીરાની ખાણો છે. હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે **રામેશ્વર અને મનાર** બેટ છે. હિંદી મહાસાગરમાં મલબાર કિનારાની પશ્ચિમે **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ** બેટો છે. લક્ષદ્વીપ મદ્રાસના ગવરનરને તાબે છે. માલદ્વીપમાં મુસલમાન રાજા છે અને તે સિલોનના ગવરનરને તાબે છે. લક્ષદ્વીપ એટલે લાખ ટાપુ અને માલદ્વીપ એટલે હજાર ટાપુ એવો અર્થ થાય છે. લક્ષદ્વીપ પરવાળાના ટાપુઓનો *સમુહ છે. આ બંન્ને બેટોની મુખ્ય પેદાશ અને નિકાસ નાળિએર છે. કોરોમાંડળ કિનારાની પૂર્વે બંગાળાના ઉપસાગરમાં **આંડામાન** અને **નિંકોબાર** બેટો છે. દેશનીકાલની સજાવાળા કેદિઓને આન્ડામાન મોકલવામાં આવે છે. ટીનાસરીમને કિનારે બ્રહ્મદેશને લગતા **મરગુઇદ્વીપોનો** સમુહ છે.

**બંદરો** અને તેની આસ પાસની દ્રવ્ય ભૂમિ[1]–પશ્ચિમ કિનારે **કરાંચી** અને **મુંબાઇ** છે. **કરાંચી** એ ઇંગ્લાંડથી હિંદુસ્તાનમાં પાસેમાં પાસેનું બંદર અને સિંધુ નદીનું ×બારૂ છે. આ બંદરેથી

---

* સમુદ્રમાં પરવાળાનાં ઝીણાં જીવડાં થાય છે, તે પોતાને રહેવા સારૂ મધપુડા જેવાં ઘર બાંધે છે તે વધીને મોટા ડુંગર અને બેટ થઈ જાય છે. પછી તેના ઉપર પક્ષીઓ અને માણસો આવીને વસે છે, તે પરવાળાના ટાપુ કહેવાય છે

૧ જે ભાગમાંથી માલ બંદરે આવે છે તે ભાગને તેની દ્રવ્ય ભૂમિ કહે છે.

× બારૂં એટલે જે બંદરમાં ચોમાસામાં વહાણો અને સ્ટીમરો સહી સલામત રહી શકે અને કિનારા સુધી આવી શકે તેવી સગવડતાને બારૂ કહે છે.

મુખ્યત્વે કરીને ઘઉં, રૂ, અને ઉન પરદેશ જાય છે. તે સિવાય તેલી બીયાં અને ચામડાં પણ જાય છે. (૧) ઘઉંનો ઘણો જથ્થો પંજાબમાંથી, ઉન પંજાબ અને કાશ્મીરમાંથી અને ઉંચા પ્રકારનું રૂ સિંધમાંથી આવે છે. **મુંબાઈ** એ હિંદુસ્તાનમાં પહેલા નંબરનું અને દુનિયામાંના ઉત્તમ બંદરોમાંનું એક બંદર અને બારૂં છે. હિંદુસ્તાનનો ઘણો ખરો માલ આ બંદરેથી પરદેશ જાય છે. અને આવે છે. આ બંદરેથી તેને લગતા (૨) વરાડ, મધ્ય પ્રાંતો અને ધારવાડમાં પુષ્કળ રૂ થાય છે તે રૂ તથા તે સિવાય ઘઉં, તેલીબીયાં, તમાકુ, કોફી અને ચામડાં વિગેરે પરદેશ જાય છે. આ બંદરનો પરદેશ સાથે લગભગ ત્રણ અબજ રૂપીઆ જેટલો વેપાર ચાલે છે. પૂર્વ કિનારે **મદ્રાસ** બંદર છે તે કુદરતી બંદર અને બારૂં નથી.

પણ કૃત્રિમ બારૂ કરવામાં આવ્યું છે. આ બંદરેથી મુખ્યત્વે તમાકુ, ગળી, ચામડાં અને તેલી બીયાં તેમજ રૂ, ચડે છે. ગંગાનદીના મુખ આગળ **કલકત્તા** બંદર છે. ગંગાનદીના ડેલ્ટામાં થતું શણ અને તેના બનાવેલા કોથળા આ બંદરેથી ચઢી આખી દુનિયાને પુરા પાડે છે. આ શહેરમાં શણની મીલો ઘણી છે. તે સિવાય (૩) સં. પ્રાંતો, બિહાર, બંગાળા અને આસામમાંથી અફીણ, ગળી, ચા, તેમજ ચોખા અને ચામડાં, આ બંદરેથી પરદેશ જાય છે. બીજું બંદર **ચિતાગાંગ** છે ત્યાંથી આસામનો ચા, ઇમારતી લાકડાં, અને ચોખા પરદેશ જાય છે **રંગુન** એ (૪) બ્રહ્મદેશનું મુખ્ય શહેર અને બંદર છે. ત્યાંથી પુષ્કળ ચોખા, પેટ્રોલીઅમ (ઘાસ્તેલ) અને કલઈ, રબર, સાગ અને ચા, પરદેશ જાય છે. આ બંદરોએથી દેશની નિકાસ અને આયાત થયા કરે છે. તે સિવાય બીજાં નાંનાં બંદરો પશ્ચિમ કિનારે **રત્નાગિરિ**, **ગોવા**, **કારવાર** વિગેરે છે તેમાં વહાણો અને હોડીઓ ફરે છે તેમાં નાળિએર, મીઠું, સુકાં માંછલાં, તેજાના અને કાથી ભરાય છે.

સિલોનમાં મુખ્ય બંદર **કોલંબો** છે. તે સ્ટીમરોને કોલસા લેવાનું સ્થળ છે. ત્યાંની નીકાસ, રબર, કોપરેલ, તેજાના અને ચા છે.

---

## કૃતિ.

૧ હિંદુસ્તાનના દ્વીપોનાં નામ સાથેના નકશામાં લખો.

૨ સીલોન બેટ કોના તાબામાં છે તથા ત્યાંની પેદાશ કઇ છે તે લખો અને ત્યાંના લોકોનું વર્ણન કરો.

૩ પરવાળાના ટાપુઓ એટલે શું તે સમજાવો. હિંદુસ્તાનમાં એવા ટાપુઓ કયા છે અને તેની પદોશ શું છે તે જણાવો.

૪ સાથેના નકશામાં કરાંચી, મુંબાઈ, કલકત્તા, મદ્રાસ અને રંગુન બંદરોનાં નામ જેતે સ્થળે લખો અને તેમની દ્રવ્ય ભૂમના ભાગ જુદા પાડીને બતાવો.

૫ આ દ્રવ્ય ભૂમિના ભાગોમાં સામાન્ય રીતે કયા કયા દેશોનો સમાવેશ થાય છે તે જણાવો.

૬ ઉપરનાં પાંચે બંદરોએ કયા કયા ભાગમાંથી મુખ્યત્વે કરીને કયો માલ પરદેશ ચડાવવા સારૂ આવે છે તે જણાવો.

૭ કયા કયા બંદરેથી કયો કયો માલ કયા દેશમાં જાય છે તથા કયા દેશમાંથી કયો માલ ત્યાં આવે છે તે તે બંદરો આગળ લખીને જણાવો.

૮ બીજાં બંદરો કયાં કયાં છે અને ત્યાં મુખ્ય વેપાર શાનો ચાલે છે તે તે બંદરોનાં નામ યોગ્ય સ્થળે લખીને ત્યાં જણાવો.

૯ મુંબાઇ, કલકત્તા અને રંગુનની મુખ્ય નિકાશની ચીજો જણાવો અને તે ચીજોના પ્રકારમાં જે ફેર માલમ પડે છે તેનાં કારણો આપો.



## પર્વતો, નદીઓ, ધોધ, નહેરો અને સરોવરો.

### પર્વતો—

**હિમાલય**-હિંદુસ્તાનની ઉત્તરે **હિમાલય પર્વત** આવેલો છે. હિમાલય એટલે બરફનું સ્થાન. આ પર્વતની ટોચ ઉપર નિરંતર બરફ રહે છે તેથી તેને હિમાલય કહે છે. આ બરફ તેના ઢાળ અને ખીણોમાં ધીમે ધીમે નીચે ધસે છે તેને **હીમનદી*** કહે છે. દુનિયામાં તે ઉંચામાં ઉંચો પર્વત છે. અને તેમાં દુનિયામાં ઉંચામાં ઉંચાં શિખરો આવેલાં છે. આ પર્વતની સરાસરી ઉંચાઇ લગભગ ૨૦૦૦૦ ફુટ છે. અને તેની લંબાઇ લગભગ ૧૫૦૦ માઇલ છે અને પહોળાઇ ૨૦૦ થી ૨૫૦ ફુટ છે. તેનું ઉંચામાં ઉંચુ શિખર

* હીમ નદી એટલે બરફની નદી પર્વતની શિખર ઉપરનું બરફ પર્વતના ઢાળ અને ખીણોમાં થઇને ધીમે ધીમે નીચે ધસે છે તેને હીમ નદી કહે છે. તેની ગતિ ઘણીજ ધીમી એટલે એક દિવસમાં એકથી બે ફુટ જેટલી હોય છે.

**માઉન્ટ એવરેસ્ટ** અથવા **ગૌરીશંકર** ×( ૨૯૦૦૦ ફુટ ઉંચું ) છે. જે દુનિયામાં સૌથી ઉંચુ છે. તે સિવાય બીજાં શિખરો **નંદાદેવી** ( ૨૬૬૦૦ ), **કાંચન ગંગા** ( ૨૮૦૦૦ ), **ધવળગિરિ** ૨૬૮૦૦), અને **નાંગ પર્વત** ( ૨૬૦૦૦ ) છે. આ પર્વત ઉપર સર્વ પ્રકારની હવા તથા વનસ્પતિ માલમ પડે છે. તે એક દુનિયામાં મોટામાં મોટો જળક્ષેપક* પ્રદેશ છે. ( નદીઓની હકીકત જુઓ ) તેના ઉપર **કૈલાસ, માનસરોવર, ગંગોત્રી, બદરીનાથ** અને **કેદારનાથ** પવિત્ર સ્થાનો છે. તેમાં મુખ્ય હવા ખાવાનાં ઠેકાણાં મસુરી, સિમલા, નૈનીતાલ, દહેરાદુન અને દાર્જલીંગ છે, આ પર્વતમાં ઘણી મોટી નદીઓ નીકળે છે. એના કેટલાક નીચેના ભાગમાં મોટાં જંગલો છે તેને તેરાઇ કહે છે. ત્યાંનાં હવા પાણી સારાં નથી તેમજ તેમાં ફાડી ખાનારાં પશુ રહે છે.

**કારાકોરમ** અને **હિંદુકુશ** આબે ફાંટા હિમાલયની પશ્ચિમેથી નીકળી કાશ્મીરની સરહદે આવેલા છે. કારાકોરમનું મુખ્ય શિખર ગાડવિન ઑસ્ટિન ( ૨૮૨૦૦ ) છે. **સુલેમાન પર્વત** હિંદુસ્તાન અને અફઘાનિસ્તાનની વચ્ચે આવેલો છે. તેમાં ખૈબર ઘાટ અને બોલન ઘાટની ખીણો આવેલી છે. તેનું મુખ્ય શિખર **તખ્તે સુલેમાન** ( ૧૧૩૦૦ ) છે, **હાલા અથવા કિરથાર** સિંધ અને બલુચિસ્તાનની વચ્ચે છે.

**અરવલી** રજપુતાનામાં ઉત્તર દક્ષિણ ગુજરાતની ઉત્તર સરહદથી દિલ્હી સુધી આવેલો છે તેનું ઉંચુ શિખર **આબુ** (૫૬૦૦)

---

× પર્વતોના નામ સાથે જે આંકડા આપ્યા છે તે તેની તેટલા ફુટની ઉંચાઈના છે. તે એક બીજા સાથે સરખામણી કરવા સારૂ છે. ગોખવાના નથી.

* **ટીપઃ**—જળક્ષેપક પ્રદેશ એટલે બે બાજુના ઢાળ વાળો જમીનનો ઉંચો પ્રદેશ કે જેની એક બાજુના ઢાળ તરફની નદીઓ તે દિશામાં વહે છે અને બીજી બાજુના ઢાળ તરફની નદીઓ તે બીજી દિશામાં વહે છે.

છે. તે હુવાખાવાનું સ્થળ અને શ્રાવકોનું જાત્રાનું સ્થાન છે. તેના ઉપર જૈનોનાં સુંદર દેલવાડાનાં દેવાલયો છે. **વિંધ્યાચળ** ૭૦૦ માઇલ લાંબો: નર્મદા નદીની સરહદે ઉત્તરમાં આવેલો છે. આ પર્વતથી હિંદુસ્તાનના ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ એવા બે ભાગ પડે છે. **સાતપુડા** વિંધ્યાચળની સમાંતર નર્મદાની દક્ષિણે આવેલો છે. તેના પૂર્વભાગને **મહાદેવ** અથવા **પચમંડીની ટેકરીઓ** કહે છે.

**દક્ષિણના પર્વતો—સહ્યાદ્રિ** અથવા **પશ્ચિમ ઘાટ** તાપી નદીની દક્ષિણેથી શરૂ થઇ પશ્ચિમ કિનારાની સમાંતર કિનારાથી આશરે ૩૦-૪૦ માઇલને અંતરે છેક કન્યાકુમારી ભૂશિર સુધી આવેલો છે. તે વધારેમાં વધારે ૨૦ માઇલ પહોળો છે. દક્ષિણની ઘણી ખરી મોટી નદીઓ આ પર્વતમાંથી નીકળેલી છે. આ પર્વત નૈરૃત્યના મોસમી પવનને આગળ જતાં અટકાવે છે અને તેની પશ્ચિમે વરસાદ પુષ્કળ પડે છે. તેમાં ઉંચાં શિખર કળસુબાઇ (૫૪૦૦), મહાબળેશ્વર (૪૮૦૦), માથેરાન અને લોનાવલા હુવા ખાવાના સ્થળ છે. મહાબળેશ્વરમાં ઉનાળામાં મુંબાઇના ગવર્નર સાહેબ હુવાખાવા સારૂ જાય છે. **પૂર્વઘાટ**—પૂર્વ કિનારે કિનારાને સમાંતર કિનારાથી ૧૨૫-૧૫૦ માઇલને અંતરે આવેલો છે. તે પશ્ચિમ ઘાટ કરતાં ટુંકો અને નીચો છે. અને પશ્ચિમ ઘાટમાંથી નીકળેલી નદીઓ તેમાં ખીણો પાડીને વહે છે. **નિલગિરિ** પશ્ચિમ ઘાટ અને પૂર્વઘાટ દક્ષિણે જ્યાં મળે છે ત્યાં તેમની વચ્ચે આ પર્વત આવેલો છે. તેનાં ઉંચાં શિખર **દોડાબેટ્ટા** (૮૭૬૦) અને **ઉટાકામંડ** (૭૦૦૦) છે. ઉટાકામંડ પણ હુવાખાવાનું સ્થળ છે અને ત્યાં મદ્રાસના ગવર્નર સાહેબ ઉનાળામાં રહે છે. પૂર્વમાં **પતકાઇ** પર્વત અને તેની શાખાઓ **ખાસી, ગારો** અને નાગાની ટેકરીઓ છે. બ્રહ્મદેશમાં **આરાકાન યોમા** અને **પેગુયોમા** ઉત્તર દક્ષિણ આવેલા છે.

**ખીણો અથવા ઘાટ**—હિંદુસ્તાનના પશ્ચિમ અને ઉત્તરના દેશોમાં જવાને પર્વતની અંદર ખીણો પડી તેમાં રસ્તા પડેલા છે તેને

ઘાટ કહે છે. આવા ઘાટ વાયવ્ય સરહદ ઉપર અફઘાનિસ્તાનમાં જવાનો **ખૈબરઘાટ** ( ૩૩ માઇલ લાંબો છે ), બલુચિસ્તાનમાં જવાનો **બોલનઘાટ**, ઉત્તરે કાશ્મીરમાંથી ચીનાઇ તાર્તરીમાં જવાનો **કારાકોરમઘાટ** અને સિક્કીમથી તિબેટમાં જવાનો **જેલાપલાઘાટ** આવેલા છે.

## નદીઓ—

હિંદુસ્તાનમાં ઘણી નદીઓ છે. તેમાં સિંધુગંગાના પ્રદેશમાં ઘણી મોટી નદીઓ આવેલી છે. તે સિંધુના પ્રદેશનો ઢાળ દક્ષિણ તરફનો છે તેથી ત્યાંની નદીઓ દક્ષિણ તરફ વહે છે. ગંગાના પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો છે તેથી ત્યાંની નદીઓ પૂર્વ તરફ વહે છે. મધ્ય હિંદુસ્તાન અને ગુજરાતનો ઢાળ પશ્ચિમ તરફનો છે અને તેથી ત્યાં આવેલી નદીઓ પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વતરફનો છે તેથી સહ્યાદ્રિની પૂર્વમાંથી નીકળેલી નદીઓ ઘણી લાંબી છે અને તે પૂર્વ તરફ વહે છે. સહ્યાદ્રિની પશ્ચિમેથી નીકળતી નદીઓ ઘણી નાની છે, કારણ દરીઆ કિનારો પાસે આવેલો છે. સિંધુગંગાના પ્રદેશમાંની મોટી નદીઓ **સિંધુ, ગંગા, જમના** અને **બ્રહ્મપુત્રા**નાં મૂળ હિમાલય પર્વતમાં આવેલાં છે. તે હિમાલયનું સઘળું પાણી અને કાંપ ખેંચી લાવે છે ઉનાળામાં પણ બરફના પાણીથી તે ઉભરાય છે. તેમાં સિંધુ અને બ્રહ્મપુત્રા હિમાલય પર્વતની ઉત્તરે કૈલાસ પર્વતની પાસેથી નીકળી એક પશ્ચિમ તરફ અને બીજી પૂર્વ તરફ વહી પછી દક્ષિણ તરફ વહે છે. ખરી રીતે આ નદીઓ ઉત્તર તરફ તિબેટમાં વહેવી જોઇએ પરંતુ તિબેટ એક ઉચ્ચ પ્રદેશ છે અને તેની અને હિમાલયની વચ્ચે ઉંડી ખીણ પડેલી છે તેથી તેમાં આ નદીઓ વહે છે, અને તિબેટના ઉચ્ચ પ્રદેશના દક્ષિણ ઢાળનું અને હિમાલયની ઉત્તરનું સઘળું પાણી આ બે નદીઓમાં થઇને હિંદુસ્તાનમાં આવે છે અને તે પ્રદેશોમાં ખેતીને ઘણું લાભદાયક થઇ પડે છે.

**સિંધુનદી**—(૧૮૦૦)× હિમાલયની ઉત્તરે આવેલા કૈલાસ પર્વતમાંથી નીકળી પશ્ચિમે ૮૦૦ માઇલવહી દક્ષિણ તરફ વળી કાશ્મીર, પંજાબ અને સિંધમાં થઇ અરબી સમુદ્રને મળે છે. તેને જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજ એ પાંચ નદીઓ મળે છે, તે ઉપરથી પંજાબ ( પાંચ નદીનો પ્રદેશ ) નામ પડેલું છે. પંજાબ અને સિંધમાં આ નદીઓમાંથી નહેરો કહાડી તેના પાણીથી ખેતી કરે છે. આ નદીમાં ચોમાસામાં હિમાલય પર્વત ઉપરનો બરફ ઓગળી તેના પાણીનું પુર આવે છે, તેથી ખેતી સારી થાય છે. સિંધમાં આ નદીનું પાત્ર વારંવાર બદલાય છે તેથી તેના ઉપર ઘણાં મોટાં શહેરો આવેલાં નથી. આ નદીના મુખ આગળ ત્રિકોણ પ્રદેશ (ડેલ્ટા)* બનેલો છે તેમાં ડાંગર થાય છે. આ નદીમાં ૯૦૦ માઇલ સુધી વહાણો ફરે છે.

**ગંગાનદી**—( ૧૫૬૦ ) †( તેનું બીજું નામ ભાગીરથી છે ) ગંગાનદી હિમાલયના ગંગોત્રી ડુંગરમાંથી નીકળી, સંયુક્ત પ્રાંતોમાં પૂર્વ તરફ વહી બંગાળામાં થઇ બંગાળાના ઉપસાગરને મળે છે. આ નદીને કલકત્તા આગળ હુગલી કહે છે. તેના મુખથી ૧૨૦૦ માઇલ સુધી તેમાં વહાણો ફરી શકે છે, આ નદીને હિંદુ લોકો પવિત્ર માને છે, અને આ નદી ઉપર મોટાં પવિત્ર શહેરો આવેલાં છે. આ નદીમાંથી અસંખ્ય નહેરો કરી તે વાટે તેનું પાણી સંયુક્ત પ્રાંતોમાં ખેતીના ઉપયોગમાં લે છે. વળી આ નહેરોમાં વહાણો

---

× આ આંકડા નદીની લંબાઇના છે. તે ગોખવાના નથી પણ એક બીજાની સરખામણી કરવા માટે છે.

* ડેલ્ટા △ નદીના મુખ આગળ તેના ફાંટા પડી ત્રિકોણ પ્રદેશ બને છે. તે તેણે ઘસડી આણેલા કાંપ અને કાદવનો બનેલો હોવાથી ફળદ્રુપ હોય છે. તેને ત્રિકોણ પ્રદેશ અથવા ડેલ્ટા કહે છે. ત્રિકોણને ગ્રીક ભાષામાં ડેલ્ટા કહે છે.

† ભગીરથ રાજાએ તેને સ્વર્ગમાંથી પૃથ્વીપર આણી તેથી તેનું નામ ભાગીરથી પડયું.

ચાલે છે. આ નદીના મુખ આગળ ૨૦૦ માઇલ પહોળો ત્રિકોણ પ્રદેશ ( ડેલ્ટા ) બનેલો છે. તેના જંગલોમાં સુંદરી નામનાં ઝાડો ઉગે છે તેથી તેને **સુંદરવન** કહે છે. ગંગાનદીને ઉત્તરમાં ( ડાબી બાજુએ રામ ગંગા, ગોમતી, ઘોગરા, ગંડકી અને કુશી નદીઓ મળે છે. અને જમણી બાજુથી જમના અને સોણ મળે છે. **ચંબલ** અને **બટવા** વિંધ્યાચળમાથી નીકળી માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી થઇ વહે છે તે જમનાને મળે છે. ગંગા અને તેને મળનારી નદીઓ હિમાલયમાંથી કાંપ અને ચગુ ખેંચીલાવી આ મેદાનમાં પાથરે છે ને તેથી તે ઘણું ફળદ્રુપ છે. આ નદી પવિત્ર ગણાય છે.

**જમના**—(૮૬૦) હિમાલયમાંથી નીકળી ગંગા નદીને અલ્હાબાદ ( પ્રયાગ ) આગળ મળે છે. જમણી બાજુએથી ચંબલ અને બટવા નદીઓ વિંધ્યાચળમાંથી નીકળી માળવાના ઉચ્ચ પ્રદેશમાં વહી તેને મળે છે. આ નદી પવિત્ર ગણાય છે અને તેના ઉપર દિલ્હી, મથુરાં, આગ્રા, અને અલ્હાબાદ મોટાં શહેરો આવેલાં છે. આ નદીમાંથી મોટી નહેરો કહાડેલી છે.

**બ્રહ્મપુત્રા** ( ૧૮૦૦ ) હિમાલયની ઉત્તરે માન સરોવર પાસેથી નીકળી પૂર્વ તરફ લગભગ ૯૦૦ માઇલ સુધી વહીગારો પર્વત આગળથી દક્ષિણ તરફ વળી આસામમાં વહી તેના બે ફાંટા થઇ એક ગંગા નદીને મળે છે તેને પદ્મા કહે છે. અને બીજો ફાંટો સુરમાને મળે છે તેને મેઘ્ના કહે છે. પછી તે બંગાળાના ઉપસાગરમાં પડે છે. આ નદી પર્વતમાંથી કાંપલાવી આસામની ખીણમાં પાથરી તેને ફળ દ્રુપ બનાવે છે. આ નદીમાં મુખ તરફ ૮૦૦ માઇલ સુધી વહાણો ફરે છે.

**મહી** (૩૫૦), **નર્મદા** (૮૦૦), અને **તાપી** (૪૪૦) ગુજરાતમાં આવેલી છે. **નર્મદા** અમરકંટક પર્વતમાંથી નીકળીને અને તાપી સાતપુડા પર્વતમાંથી નીકળીને ખંભાતને મળે છે.

**મહાનદી** (૫૫૦)–મધ્ય પ્રાંતમાંના મેકલના ડુંગરમાંથી નીકળી કટક આગળ બંગાળાના ઉપસાગરને મળે છે. આ નદીમાંથી ઓરિસા પ્રાંતમાં નહેરો કહાડી છે, તેને ઓરિસાની નહેરો કહે છે. આ નદીના મુખ આગળ ડેલ્ટા બનેલો છે.

**ગોદાવરી** (૯૦૦)–આ નદી પશ્ચિમ ઘાટમાં આવેલા ત્ર્યંબકેશ્વરના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેના મુખ આગળ ડેલ્ટા બનેલો છે. દક્ષિણમાં લાંબામાં લાંબી નદી આ છે. તેમાંથી લગભગ ૨૬૦૦ માઇલ નહેરો ખોદવામાં આવી છે. હિંદુઓ આ નદીને પવિત્ર માને છે.

**કૃષ્ણા** (૮૦૦)–મહાબળેશ્વરના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. **ભીમા** અને **તુંગભદ્રા** નદીઓ તેને મળે છે. આ નદીના મુખ આગળ ડેલ્ટા બનેલો છે ત્યાં આગળ તેમાંથી નહેરો કહાડેલી છે, જેને **બેઝવાડાની** નહેરો કહે છે. તે લગભગ ૨૦૦૦ માઇલ છે.

**પન્નાર** (૩૫૦), અને **પુલાર** (૨૩૦)-મ્હેસુરમાંથી નીકળી બંગાળાના ઉપસારને મળે છે.

**કાવેરી** (૪૬૦)–પશ્ચિમ ઘાટમાંથી કુર્ગ પાસેથી નીકળી મદ્રાસ ઇલાકામાં થઇ બંગાળાના ઉપસાગરને મળે છે. તેમાંથી મ્હેસુરના રાજ્યમાં લગભગ ૧૦૦૦ માઇલ જેટલી નહેરો કહાડેલી છે. આ નદીમાં શ્રીરંગપટ્ટન અને શીવાસમુદ્રમ બેટો છે. શીવાસમુદ્રમ આગળ એક મોટો સુંદર ધોધ છે તે ૩૦૦ ફુટની ઉંચાઇએથી પડે છે. તેના બળથી વીજળી ઉત્પન્ન કરી તે વડે કોલરની સોનાની ખાણમાં અને મ્હેસુર તથા બેંગ્લોર શહેરમાં દીવા કરવાનાં યંત્રો ચલાવે છે. વળી આ નદીનો કર્ણાટકના કિનારાના મેદાનનો ત્રિકોણાકાર વિશાળ પ્રદેશ છે. તે જમીન ઘણી રસાળ અને ફળદ્રુપ છે તેથી તેને **દક્ષિણ હિંદુસ્તાનનો બાગ** કહે છે.

## ધોધ.

ખાડા ટેકરાવાળા ઉચ્ચ પ્રદેશમાંથી વહેતી નદીઓમાં ઉંચાટેકરા ઉપરથી જોસબંધ નીચે પાણી પડે છે તેને **ધોધ** કહે છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશની નદીઓમાં આવા ધોધ ઘણા છે. તેમાં આખા હિંદુસ્તાનમાં મોટામાં મોટો ધોધ કાનડાજીલ્લામાં આવેલી શીરાવતી નદીમાં **ગેરસપ્પાનો** ધોધ છે. તે લગભગ એક હુજાર ફુટની ઉંચાઇએથી પડે છે. બીજો બેલગામ જીલ્લામાં ઘટપ્રભા નદીમાં **ગોકાકનો ધોધ છે** તે ૧૫૦ ફુટનો ઉંચાઇએથી પડે છે. કાવેરી નદીમાં સીવાસમુદ્રમ પાસેનો ધોધ ૩૦૦ ફુટની ઉંચાઇએથી પડે છે તેને **કાવેરીનો ધોધ** કહે છે. તે સિવાય નર્મદા નદીમાં **સુરપાણનો** ધોધ છે.

## નહેરો.

હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ખેતી ઉપર પોતાનો નીભાવ કરે છે. આ ખેતીનો બધો આધાર વરસાદ ઉપર રહેલો છે. પણ દરેક સ્થળે જોઇએ તટલો વરસાદ પડતો નથી, તેથી ઘણી જગ્યાએ કુવા તળાવના પાણી વડે અને નદીઓમાં નહેરો ખોદી તેના પાણી વડે ખેતી કરવામાં આવે છે, આવી નહેરો જુના વખતમાં પણ ઘણી હતી એમ માલમ પડે છે. જમના નદીની પૂર્વ પશ્ચિમ બાજુએ જે નહેરો છે તે જુની તાજી કરેલી છે. જમનાની નહેર શાહાંજહાંએ બંધાવી હતી.

હિંદુસ્તાનમાં વધારેમાં વધારે નહેરો પંજાબ, સિંધ, અને સંયુક્ત પ્રાંતોમાં છે. આ ભાગમાં વરસાદ ઘણો ઓછો પડે છે અને તેથી નહેરોના પાણીથી ખેતી કરવામાં આવે છે. હરદ્વારથી કાનપુર સુધી ૪૪૫ માઇલ લાંબી એક મોટી નહેર ખોદવામાં આવી છે. આ ભાગની જમીન ખેતી માટે ઉત્તમ પ્રકારની છે. આ જમીન પોચી અને સપાટ છે. અને તેમાં ઘણી નદીઓ હોવાથી ઉત્તમ પ્રકારની ખેતી થાય છે. દક્ષિણમાં પણ આવી નહેરો ઘણી છે. મદ્રાસ

ઇલાકામાં કુવા અને ખાડીઓના પાણીથી ઘણા ભાગમાં ખેતી કરવામાં આવે છે. કાલેરૂન, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, અને મહાનદીના મુખ આગળ ઘણી નહેરો ખોદેલી છે. તેમાં કૃષ્ણા નદીના ડેલ્ટામાંથી મદ્રાસની દક્ષિણ સુધી ૪૫૦ માઇલ લાંબી **બકિંગહામ નહેર, બેઝવાડાની નહેરો, ઓરિસાની નહેરો,** અને પુના તથા સોલાપુર **જીલ્લાની** નહેરો પ્રસિદ્ધ છે. હરદ્વારથી કાનપુર તથા બકિંગહામ વગેરે મોટી નહેરો જળમાર્ગ તરિકે ઘણા ઉપયોગમાં આવે છે, અને તેમાં વહાણો અને હોડીઓ માલની લાવજા કરે છે.

**દરીઆઇ નહેરો અથવા સરોવરો (Back waters)**

પશ્ચિમના મલબાર કિનારે અને કોચીન કિનારે કેટલીક નદીઓ તથા પાણીના વહેળા જે દરીઆમાં જાય છે તેનાં પાણી દરીઆની ભરતીને લીધે કિનારેથી પાછાં ઠેલાય છે, અને તે પાણી પુષ્કળ હોવાથી તે વહેળાઓમાંથી છલકાઇને બંન્ને બાજુ પથરાય છે અને સરોવર જેવાં બને છે. આ સરોવરોને એક બીજાની વચ્ચે નહેરો ખોદી જોડી દેવામાં આવ્યાં છે. આથી કરીને આખા કોચીન અને મલબાર કિનારે હોડીઓ ચાલે તેવો કુદરતી નહેરોનો જળમાર્ગ થએલો છે. તેમાં કિનારાનો ઘણો વેપાર ચાલે છે. આ જળમાર્ગને અંગ્રેજીમાં Back waters કહે છે.

## સરોવરો.

**વુલર** સરોવર કાશ્મીરમાં મીઠા પાણીનું ૫૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલું સુંદર સરોવર છે. તેની આજુ બાજુનો કુદરતી દેખાવ ઘણો અલૌકિક છે. સંયુક્ત પ્રાંતોમાં **નૈનિતાલ** અને ગોદાવરી અને કૃષ્ણા નદીઓના મુખ વચ્ચે **કોલર** મીઠા પાણીનાં સરોવરો છે. રજપૂતાનામાં **સાંભર** ખારાપાણીનું સરોવર છે ત્યાં દર વર્ષે લાખો રૂપીઆનું મીઠું પકવે છે. મદ્રાસની ઉત્તરે **પુલીકટ** અને જગન્નાથ પુરી પાસે **ચિલકા** સરોવરો આવેલાં છે. ચિલકા સરોવર છીછરૂં

છે. તે ૪૦ માઇલ લાંબુ અને ૨૦ માઇલ પહોળુ છે. ચોમાસામાં તેનું પાણી મીઠું હોય છે. તે સિવાય રાવણહ્રદ અને માનસરોવરો હિમાલય પર્વત ઉપર આવેલાં છે.

## કૃતિ.

૧ સાથેના નકશામાં હિંદુસ્તાનના પર્વતો ચિતરી તેમનાં તથા તેમાં આવેલાં મોટાં શિખરોનાં નામ લખો.

૨ હિંદુસ્તાનની નદીઓ ચિતરી તેમનાં નામ લખો.

૩ જે જે નદીઓમાંથી નહેરો ખોદવામાં આવી હોય તે નદીઓની ઉપર ત્રિશુળનું ↑ ચિન્હ કરો અને જે નદીઓમાં વહાણો ફરી શકે છે તે નદીઓ બેવડી લીટીથી જણાવો.

૪ ડેલ્ટા એટલે શું ? કઈ કઇ નદીઓના મુખ આગળ ડેલ્ટા બનેલા છે તે જણાવો.

૫ સિંધુ ગંગાનું સપાટ મેદાન છતાં સિંધુ અને ગંગા નદીઓ એક દિશા તરફ ન વહેતાં જુદી જુદી દિશા તરફ કેમ વહે છે તેનાં કારણ આપો; અને તે નદીઓ જે પ્રદેશમાં થઇને વહે છે તે પ્રદેશોની આબાદીમાં કેવી રીતે કારણભૂત થઈ છે તેનું વિવેચન કરો.

૬ દક્ષિણની અને ઉત્તર હિંદુસ્તાનની નદીઓની સરખામણી કરો.

૭ દક્ષિણની મોટી નદીઓના મુળથી પશ્ચિમે અરબી સમુદ્ર ઘણો પાસે હોવા છતાં તેને ન મળતાં પૂર્વ તરફ ઘણે લાંબે સુધી વહી બંગાળાના ઉપસાગરને મળે છે તેનાં કારણ જણાવો.

૮ બેઝવાડાની નહેરો, શ્રીરંગમ, સીવા સમુદ્રમ, સુંદરવન શું છે, અને કયાં આવ્યાં તે જણાવી તેમનાં નામ યોગ્ય સ્થળે નકશામાં લખો.

૯ નદીઓનો ઉપયોગ શો છે તથા તેમને ખેતી સાથે શો સંબંધ છે તે જણાવો અને હિંદુસ્તાનમાં ગણાતી પવિત્ર નદીઓનાં નામ આપો.

૧૦ હિંદુસ્તાનનાં સરોવરો નકશામાં કહાડી ત્યાં તેમનાં નામ લખો.

૧૧ દરીઆઇ નહેરો અથવા સરોવરો કોને કહે છે તે સમજાવો.

૧૨ કાવેરીના ધોધ વિષે જે જાણતા હો તે લખો તથા દક્ષિણ ‘ હિંદુસ્તાનનો ભાગ ’ કોને કહે છે તે જણાવો.



# પેદાશ.

**ખેતી-વનસ્પતિ**-ડુંગરાળ, રેતાળ અને પત્થરીઆ જમીનમાં વનસ્પતિ અને અનાજ થતું નથી. વરસાદ વધારે પડે તેવી સપાટ જમીન, નદી કિનારો તથા તેના મુખ આગળનો ત્રિકોણ પ્રદેશ કે જ્યાં તે કાંપ અને ચગુ પાથરે છે ત્યાં પાક ઘણો સારો થાય છે. સિંધ, પંજાબ, અને સંયુક્ત પ્રાંતનો પશ્ચિમ તથા ઉત્તર ભાગ જ્યાં વરસાદ પડતો નથી ત્યાં નદીઓમાં નહેરો ખોદી તે વાટે પાણી લઇ ખેતી કરે છે. તેવી નહેરો સિંધુ નદીમાં અને જમનામાં તથા ગંગાનદીના ઉત્તરભાગમાં ઘણી છે.

આપણા દેશનો મુખ્ય ધંધો ખેતી છે. વસ્તીનો ૯/૧૦ ભાગ ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. અને તેનો આધાર ફળદ્રુપ જમીન, માફકસર હવા અને પાણી (વરસાદ) ઉપર છે.

આ દેશમાં ખેતીની મુખ્ય પેદાશ-ચોખા, ઘઉં, જુવાર, બાજરી, મકાઈ, કઠોળ, શેરડી, તલીબીયાં અને અળશી છે. રંગમાં ગળી, રેષામાં કપાસ અને શણ, કેફી વસ્તુમાં તમાકુ, ચા, કોફી, અફીણ અને દવામાં સિંકોના છે. જંગલ અને દરીઆ કિનારાની પેદાશમાં સાગ, સીસમ, દેવદાર, વાંસ, બાવળ, સુખડ, નાળિએરી, સોપારી, તાડ, લાખ, રબર વગેરે છે.

જનાવરોની પેદાશમાં ઉન, રેશમ, કસ્તુરી, અને ચમરીના વાળ છે.

કાશ્મીરના પહાડી પ્રદેશમાં ઘાસનાં મેદાનો છે તમાં ઉત્તમ જાતનાં બકરાં થાય છે. તેમના ઉનની શાલો અને પટુ હાથવણાટનાં થાય છે. વળી અહીંની શેતરંજીઓ પણ વખણાય છે. નેપાળ અને ભૂતાનમાં સાધારણ કુતરાના કદના કસ્તુરી મૃગ થાય છે. તેમની દુંટીમાંથી કસ્તુરી નીકળે છે. તે ઘણીજ કાળી હોય છે. વળી ત્યાંની વનગાય નામના જનાવરના પુંછડાના વાળની ચમરીઓ થાય છે.


ચોખા
ડાંગર


ઘઉં


જુવાર


બાજરી


શેરડી


કોદરા


બાવટો (નાગલી)


કપાસ (રૂ)


શણ


રેશમ


મકાઇ


ચા


કૉફી


તમાકુ


અફીણ


નાળિયેરી


ખજૂરી


સોપારી


વાંસ


સાગ

## મુખ્ય પાક.

**ચોખા**-ચોખા હિંદુસ્તાનનો મુખ્ય પાક છે. પાણી ભરાઇ રહે એવી સપાટ નીચી જમીન, ગરમ હવા અને પુષ્કળ વરસાદનું અથવા નહેરોમાંનું પાણી મળતું હોય તેવી ભેજવાળી જમીનમાં ડાંગરનો પાક સારો થાય છે. દરિયા કિનારે અથવા નદીઓના ત્રિકોણ પ્રદેશમાં આ પાક ઘણો સારો થાય છે. આ પાક બંગાળામાં પુષ્કળ થાય છે. તે સિવાય આસામ, બ્રહ્મદેશ, સંયુક્ત પ્રાંતો અને પૂર્વ તથા પશ્ચિમ કિનારાનાં મેદાનોમાં ઘણો થાય છે. દુનિઆની અડધી વસ્તી ચોખા ઉપર પોતાના ગુજરાનનો આધાર રાખે છે.

**ઘઉં**—કાળી અને ચીકણી જમીનમાં શિયાળાની ઠંડી અને ગરમ સુકી હવામાં, અને ભીનાશ રહે તેવી જમીનમાં ઘઉં સારા થાય છે, ઉત્તર હિંદુસ્તાનમાં શિયાળામાં ઠંડી વધારે પડે છે અને સુકી હવા હોય છે તેથી ત્યાં આપાક ઘણો સારો થાય છે. **પંજાબ, સંયુકતપ્રાંતો, માળવા, રજપુતાના, ગુજરાત, મધ્યપ્રાંતો,** અને **ખાનદેશ-ખંડવામાં** ઘઉંનો પાક સારો થાય છે.

**જુવાર અને બાજરી**-બરડ, ગોરાડુ અને માળની આ ત્રણ પ્રકારની જમીનમાં સુકી હવામાં બાજરી સારી થાય છે. હિંદુસ્તાનની વસ્તીના મોટા ભાગનો આ ખોરાક છે. હિંદુસ્તાનના ઘણા ભાગમાં જ્યાં સામાન્ય વરસાદ હોય છે ત્યાં આ અનાજ થાય છે. **બાજરી** ગોદાવરી નદીના પ્રદેશમાં અને **જુવાર** કૃષ્ણા નદીના પ્રદેશમાં વધારે થાય છે.

**મકાઇ**—આ છોડની મૂળ ઉત્પત્તિ અમેરિકામાં છે. તે માણસના તેમજ કેટલીક જગ્યાએ ઢોરના ખોરાક તરિકે વપરાય છે. તેમજ સ્ટાર્ચ અને સ્પીરિટ બનાવવાના ઉપયોગમાં વપરાય છે. અને તે આ દેશમાં ઘણી જગ્યાએ થાય છે.




ચોખા, ઘઉં, કપાસ, ગળી, સુખડ, ઉન, રેશમ, ચમરીનાવાળ, કસ્તુરી અને મોણ.

**શેરડી**—ફળદ્રુપ જમીન અને પુષ્કળ પાણી હોય ત્યાંજ શેરડીનો પાક થાય છે. આ અનુકુળતા ગંગા જમનાને કિનારે હોવાથી. **સંયુકત પ્રાંતના** ઉત્તર ભાગમાં દિલ્હી અને પટણાની વચલા પદેશમાં પુષ્કળ શેરડી થાય છે હિંદુસ્તાનનો લગભગ પોણા ભાગનો પાક અહીં થાય છે. તે ઉપરાંત **મુંબાઈ ઈલાકો, મહા નદીના** ત્રિકોણ પ્રદેશમાં, અને મદ્રાસ ઇલાકાના **અર્કાટ** જીલ્લામાં શેરડીનો પાક થાય છે. શેરડીને પીલી તેનો રસ કઢાડી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે. ઓગણીસમા સૌકા સુધી શેરડીમાંથીજ ખાંડ બનતી પણ ત્યાર પછી યુરોપમાં બીટના છોડમાંથી ખાંડ બનાવે છે.

**રેષા–કપાસ**–કપાસના છોડમાંથી રૂ થાય છે અને તેનું સુતર બનાવી કપડાં વણાય છે. તે પાણી સોશીશે તેવી કાળી જમીનમાં મધ્યમ વરસાદ અને ગરમ હવા હોય ત્યાં કપાસ સારો થાય છે. તે પ્રમાણે આ પાક **સિંધ, ગુજરાત, ખાનદેશ, વરાડ** અને **દક્ષિણ મહારાષ્ટ્ર**માં પુષ્કળ થાય છે. સિંધમાં નહેરોના પાણીથી ઉત્તમ પ્રકારનો કપાસ ( ઈજીપ્શીયન ) ઉગાડવામાં આવે છે અને **સક્કર** પાસે તેને માટે એક મોટી યોજના ચાલે છે.




**જુવાર, બાજરી, ચા, શણ, શેરડી, અફીણ, તમાકુ, કૉફી, સિંકોના, લાખ, રબર, નાળીએર, ગરમ મશાલા અને સોપારી.**

**શણ—**કાંપ અને ચગુવાળી જમીન જેમાં દરવર્ષે નવો કાંપ આવતો હોય તેવી અને ભીની ગરમ ભેજવાળી જમીન-**બંગાળાના ત્રિકોણ પ્રદેશમાંજ** આ પાક થાય છે. આસામમાં પણ થોડા પ્રમાણમાં આ પાક થાય છે. તેના કોથળા, દોરડાં અને ટાટીયાં બને છે જે ત્યાંથી આખી દુનિયામાં પુરાંપાડવામાં આવે છે.

**રેશમ-પંજાબ અને બંગાળામાં** થાય છે.

**ગળી** (રંગ)-ગળી એ એક જાતનો નીલ (આસમાની) રંગ છે. ગંગા કિનારે અને બંગાળા તથા બહારમાં તેનો પાક સારો થાય છે. તે ઉપરાંત **ગુજરાત, ખાનદેશ અને મદ્રાસ** ઇલાકામાં થાય છે આ અસલ નીલરંગ (આસમાની) છે. જર્મનીમાંથી આવા રંગ આવે છે તે સસ્તા પડે છે તેથી તેનો પાક હવે ઓછો થયો છે.

**ઔષધી-અફીણ—**અફીણ કેફી વસ્તુ છે અને દવાના ઉપયોગમાં આવે છે. તે ખસખસના છોડમાંથી બને છે. માળવા, બિહાર અને સંયુકતપ્રાંતોમાં થાય છે. તે નુકશાનકારક છે તેથી તેના ઉપર સરકારનો જાપતો છે.

**ચા**-ચાનો પાક ડુંગરની ટેકરીઓના ઢાળ ઉપર કે જ્યાં વારંવાર વરસાદનું પુષ્કળ પાણી પડી ઢોળાવ ઉપર સરીજતું હોય તેવી ત્રણ ચાર હજાર ફુટની ઉંચાઈએ આવેલી ટેકરીઓ ઉપર સાધારણ ગરમ ભેજવાળી હવામાં થાય છે. આવા પ્રદેશ **આસામ, ઉત્તર-બંગાળા** (દાર્જીલીંગ), પંજાબ, વાવ્યસરહદનો પ્રાંત, નીલગિરિની ટેકરીઓ અને **સિલોન** છે જ્યાં ચા થાય છે. હિંદુસ્તાન અને સિલોનમાં થઈને દુનિયાનો અડધો ભાગ ચા થાય છે. ચાનું મૂળ સ્થાન ચીન છે.

**કૉફી-**આફ્રિકાના કાફા નામના પ્રાંતમાં આ છોડ એની મેળે ઉગતા હોવાથી તેનું નામ કૉફી પડયું છે. કૉફીને લાલ બરડ અથવા

રેતીથી મિશ્ર થએલી જમીન માફક આવે છે. આ દેશમાં ત્રણ ચાર હજાર ફુટ ઉંચી જમીનમાં ગરમ અને ભેજવાળી હવામાં સાધારણ ૬૦ થી ૮૦ ઇંચ જેટલા વરસાદમાં થાય છે. તે સહ્યાદ્રિના પૂર્વ અને દક્ષિણ ઢાળ તથા નીલગિરિના ઢોળાવ ઉપર થાય છે.

**તમાકુ**—ગરમ હવામાં થાય છે. તે મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંતો, બ્રહ્મદેશ, ગુજરાત અને પંજાબમાં થાય છે. તે બીડીઓ પીવાના અને છીકણી બનાવી સુંઘવાના કામમાં આવે છે.

**સિંકોના**—એ મૂળ દક્ષિણ અમેરિકાનો છોડ છે, તેની છાલમાંથી **ક્વીનાઇન** બને છે. તે દાર્જીલીંગ, મદ્રાસ ઇલાકો અને નિલગિરિ ઉપર થાય છે. **તેજાના** (ગરમ:મશાલા) મલબાર કિનારે થાય છે.

**નાળિએરી**-પશ્ચિમ કિનારે અને સિલોન તથા બીજા દ્વીપોમાં થાય છે. તેનાં કોપરાં (સુકાં) થાય છે અને તેમાંથી તેલ નીકળે છે તેને કોપરેલ કહે છે. તેના રેસા (છાલ)નાં દોરડી, દોરડાં અને કાથી બને છે. કોપરેલ સાબુ બનાવવાના અને બીજા ઘણા ઉપયોગમાં આવે છે.

**લાખ**-એ ઝાડનો રસ છે. તે ફક્ત હિંદુસ્તાનમાંજ આસામ, બંગાળા, ઓરિસા અને બ્રહ્મદેશમાં થાય છે. તે રંગ અને વારનીશ બનાવવામાં વપરાય છે. નાળિએરી, સોપારી, ખજુરી, તાડ સમુદ્ર કાંઠે અને બીજા દ્વીપોમાં થાય છે. આ ઝાડ સમધાત હવામાં થાય છે. સાગ, સાલ, સીસમ, દેવદાર અને ઓક હિમાલયના પ્રદેશમાં અને સાગ, સીસમ, ખેર, અને વાંસ પશ્ચિમ કિનારો, ગુજરાત, અને બ્રહ્મદેશનાં જંગલોમાં થાય છે. બ્રહ્મદેશમાં સાગનાં મોટાં જંગલો છે. **સુખડ**-કોરી અને મધ્યમ ઉષ્ણ હવામાં થાય છે. તે મ્હેસુર અને ત્રાવણકોરમાંજ થાય છે. **રબર**-એક ઝાડનો રસ છે. તે આસામ બ્રહ્મદેશ અને મદ્રાસ ઇલાકામાં અને સિલોનમાં થાય છે. તેનાં મોટરો અને બાઇસીકલોનાં પૈડાં, પાઇપો, રમકડાં વગેરે બનાવામાં આવે છે.

## જનાવરો.

સામાન્ય ગ્રામ્ય જનાવરો બધા ભાગમાં જોવામાં આવે છે. બળદ ખેતીના ઉપયોગમાં આવે છે. **બળદ, ઘોડા,** અને કચ્છમાં ઉંટને વાહને જોડવાના તથા ભાર લઇ જવા લાવવાના કામમાં આવે છે. **ગધેડાં** તથા **ખચ્ચર** પણ ભાર વહે છે. રણના પ્રદેશમાં ઉંટ હિમાલય તરફ **યાક** અને બ્રહ્મદેશ તથા સિલોનમાં **હાથી** ભાર લઈ જવા લાવવાને માટે મુખ્ય પ્રાણી છે. મ્હૈસુર, ત્રાવણકોર તથા હિમાલયની તળેટીમાં પણ હાથીની વસ્તી ઘણી છે. **ગાયને** હિંદુઓ પવિત્ર માને છે તે તથા **ભેંસ** દુધ આપે છે. જેનું દહી, માખણ, ઘી અને છાસ થાય છે. તે ખાવાના ઉપયોગમાં આવે છે. અને તેમનુ છાણ વગેરે ખાતરના ઉપયોગમાં આવે છે. હાથીના દંતુશળના શણગાર અને રમકડાં બનાવે છે. બકરાં અને ઘેટાના ઉનનાં ગરમ કપડાં બનાવે છે. બકરાંનું દુધ પણ ઉપયોગમાં લે છે. ઢોરનાં ચામડાં ઘણા ઉપયોગમાં આવે છે. તે સિવાય જંગલોમાં વાઘ, ચિત્તા, રીંછ, વરૂ વગેરે માલમ પડે છે. **સિંહ** આખા હિંદુસ્તાનમાં ફક્ત ગીરના જંગલમાંજ જણાય છે.

## કૃતિ.

૧ આ સાથે આપેલા હિંદુસ્તાનના નકશામાં જે જે ભાગમાં ચોખાં, ઘઉં, અને કપાસ, વધારે થતાં હોય તે ભાગ જુદી જુદી ભાત પાડીને બતાવો અને જે ભાગમાં ગળી, સુખડ, ઉન, રેશમ, ચમરીનાવાળ, કસ્તુરી અને મીણ થતું હોય ત્યાં તેમનાં નામ લખો.

૨ ચોખા, ઘઉં, કપાસ, શણ, અને ચા ને માટે કેવી જમીન તથા કેવાં હવાપાણી માફક આવે તે જણાવો.

૩ આ સાથે આપેલા બીજા નકશામાં ચા, શણ, અને શેરડી જે ભાગમાં વધારે થતી હોય તે ભાગ જુદી જુદી ભાત પાડીને બતાવો અને અફીણ, તમાકુ, કોફી, સિંકોના, લાખ, રબર,

નાળીએર, સોપારી અને ગરમ મશાલા વધારે થતા હોય ત્યાં તેમનાં નામ લખીને જણાવો.

૪ શેરડી, નાળીએરી, અને ઉનના ઉપયોગ લખો.

૫ જંગલની પેદાશ તથા જનાવરોમાંથી થતી પેદાશ કઇ કઇ છે તે જણાવો.

૬ ઉંટ, હાથી, યાક અને બળદનો વધારે ઉપયોગ કયા કયા ભાગોમાં થાય છે અને તેનું કારણ શું તે જણાવી તે ભાગમાં તેમનાં નામ લખો.

૭ સિંહ હિંદુસ્તાનના કયા ભાગમાં માલમ પડે છે તે જણાવી ત્યાં તે નામ લખો.






લોઢું, કોલસા, કેરોસીન, મીઠું, મેંગેનીઝ, અબરખ, સોનું, હીરા, મોતી, કલઈ, અને ત્રાંબુ.

## ખનીજ.

ખનીજ એટલે જમીનમાંથી નીકળતી વસ્તુ.

જે દેશમાં ઉત્તમ ખનીજ વધારે પ્રમાણમાં મળી આવે તે દેશ વધારે સમૃદ્ધિવાળો ગણાય છે. ઉત્તમ ખનીજ લોઢું, કોલસા અને કેરોસીન છે. આપણા દેશમાં નીચે પ્રમાણે ખનીજ નીકળે છે.

**લોઢું**—બંગાળા, બિહાર, ઓરિસા, છોટાનાગપુર, મધ્યપ્રાંતો, અને મદ્રાસના દક્ષિણ ભાગમાંથી નીકળે છે. લોઢું અને કોલસા બંન્નેની ખાણો પાસે પાસે હોય છે તો તેથી ઘણોજ ફાયદો થાય છે. છોટાનાગપુરમાંથી લોઢું કહાડી સાકચી પાસે જમસેદજી ટાટાએ એક મોટું કારખાનું ઉઘાડયું છે. તે ગૃહસ્થના નામ ઉપરથી ત્યાં જમસેદપુર શહેર વસ્યું છે.

**કોલસા**—જમીનમાં જંગલો દટાઇ જવાથી તે ઝાડનાં લાકડાં વગેરે જમીનની ગરમીને લીધે બળીને તેના કોલસા થાય છે. આ દેશમાં કોલસા બંગાળા ( રાણીગંજ, ઝરીઆ, અને ગિરિધ ), બહાર ઓરિસા, છોટાનાગપુર, મધ્યપ્રાંતો ( વરોરા ), હૈદરાબાદ, પંજાબ, આસામ અને મદ્રાસમાંથી નીકળે છે. **કેરોસીન** ૯૦ ટકા બ્રહ્મદેશમાંથી નીકળે છે. માંડલેમાં તેના કુવા છે. દુનિયાની ગતણુતરીમાં કેરોસીન માટે બ્રહ્મદેશ ત્રીજે નંબરે ગણાય છે. **મીઠું**-પંજાબમાં સોલ્ટરેન્જ નામનો ડુંગર છે તેમાંથી દર વર્ષે લગભગ ચાળીસ લાખ મણ મીઠું કાઢવામાં આવે છે. તે સિવાય રજપૂતાનામાં સાંભર સરોવરમાંથી, ગુજરાતમાં ખારાઘોડા અને દક્ષિણના કિનારાના સમુદ્રમાંથી મીઠું પકવે છે. **મેંગેનીઝ**–તે હિંદુસ્તાનમાંથી દુનિયાનો ⅓ ભાગ નીકળે છે, અને દુનિયાની ગણુતરીમાં તેને માટે આ દેશ બીજે નંબરે ગણાય છે. તે લોઢાનું પોલાદ બનાવવાના ઉપયોગમાં આવે છે. તે મધ્યપ્રાંતો ( નાગપુર અને બાલાઘાટ ), મદ્રાસ ( વીઝાગાપટ્ટન ), મ્હૈસુર ( શીમોગા ), અને ગુજરાત ( પંચમહાલ ) માંથી નીકળે છે. **અબરખ**-દુનિયાનો અડધો ભાગ એટલે લગભગ બે કરોડ રૂપીઆનું અબરખ હિંદુસ્તાનમાંથી નીકળે છે. તે છોટા નાગપુર (હજારીબાગ), બિહાર અને ઓરિસા ( ગયા અને મોંગીર ), અને મદ્રાસ ( નેલોર ) માંથી નીકળે છે. તે પારદર્શક છે. અને તે ગરમી તથા વીજળીના પ્રતિબંધક છે તેથી તે જાળીઓ, ફાનસો અને વીજળી માટેનાં યંત્રો વગેરે બનાવવાના કામમાં વપરાય છે.

**સોનું**—મ્હૈસુરમાં કોલર અને તેની પડોશમાં સોનાની ખાણો છે. તેમાંથી પુષ્કળ સોનું નીકળે છે. હાલ મદ્રાસ ( અનન્તપુર ) ઇલાકામાં સોનાની ખાણો નીકળી છે. **હીરા**-બુંદેલખંડમાં પન્નાના રાજ્યમાંથી થોડા હીરા મળી આવે છે. દક્ષિણમાં ગોવળકાંડામાંથી પહેલાં હીરા નીકળતા હતા. **મોતી**-મનારના અખાતમાંથી અને કચ્છના અખાતમાં જામનગર પાસેથી મોતી નીકળે છે. **કલઈ** બ્રહ્મ

દેશના ટીનાસરીમ પ્રાંતમાંથી નીકળે છે. **ગ્રેફાઇટ** અને **મોન્ઝાઈટ** ત્રાવણુ કોરમાંથી નીકળે છે. મોન્ઝાઇટ લેમ્પના મેન્ટલ બનાવવાના ઉપયોગમાં આવે છે. **ત્રાંબુ**-દક્ષિણ, હિમાલયના પશ્ચિમ ભાગમાંથી અને રજપૂતાનામાંથી મળી આવે છે.



## કૃતિ.

૧ હિંદુસ્તાનમાંથી નીકળતી ખનીજોનાં નામ, તે જે સ્થળેથી નીકળતી હોય તે સ્થળે, આ સાથે આપેલા નકશામાં લખો.
૨ મેંગેનીઝ અને અબરખ શા ઉપયોગમાં આવે છે તે જણાવો.
૩ હિંદુસ્તાનમાં મોટું પ્રખ્યાત લોખંડનું કારખાનું કોનું છે. અને તે કયાં આવ્યું તથા તે સ્થળે તે ઉઘાડવામાં તેમને કઇ બાબતોની સરળતા પડી તે જણાવો.
૪ જમસેદપુર કયાં આવ્યું, અને તે કોણે વસાવ્યું તે જણાવી તેનાં આબાદીનાં કારણો આપો.

# વસ્તી, લોકોની જાતો, ભાષાઓ અને ધર્મો.

## વસ્તી.

હિંદુસ્તાનની વસ્તી લગભગ ૩૨ કરોડ માણસની છે. જે પૃથ્વીની આખી વસ્તીનો પાંચમો ભાગ અને મુંબાઇ ઇલાકા કરતાં લગભગ બાર ઘણી વધારે છે.

[ આ દેશની દર ચોરસ માઇલે સરેરાશ વસ્તી ૧૭૦ માણસની ગણાય. આ વસ્તીનાં છ કરોડ માણસો દેશી રાજ્યોમાં છે અને બાકીનાં ખાલસા મુલકમાં છે, વસ્તી પૈકી ૨૨ કરોડ હિંદુ, સાત કરોડ મુસલમાન, ૪૫ લાખ ખ્રિસ્તિ, એક લાખ પારસી અને પચીસ હજાર યાહુદી છે. ]

હમેશાં બધી જગ્યાએ એક સરખી વસ્તી હોતી નથી. કેટલીક જગ્યાએ વસ્તી વધારે ઘીચ હોય છે અને કેટલીક જગ્યાએ તે આછી હોય છે. ઘીચ અથવા આછી વસ્તી હોવાનાં કારણો એવાં છે કે જે સ્થળની હવા જોઇએ તેવી અનુકુળ હોય, વરસાદ જોઇએ તેવો થાય, જમીન ફળદ્રુપ હોય, પાક ઘણો થતો હોય અને લોકોનું પોષણ સારી રીતે થાય એવું હોય તે સ્થળે વસ્તી વધારે

હોય છે. વળી જે ભાગમાં ખનીજની ખાણો હોય ને તેમાં કામ ચાલતું હોય, તથા લોખંડ વગેરેનાં મોટાં કારખાનાં ચાલતાં હોય રેલ્વેનાં જંકશનનો હોય, અને વેપાર ઉદ્યોગ પુષ્કળ ચાલતો હોય ત્યાં વસ્તી ભરચક થાય છે.

રેતીવાળા વેરાન પ્રદેશો કે જેમાં વરસાદ થતો નથી તથા જ્યાં પાક થતો નથી, જ્યાં ખોરાક મળી શકતો નથી, પાણીની અછત હોય છે, અને હવા અનુકુળ નથી હોતી ત્યાં વસ્તી ઓછી હોય છે.

આપણા દેશમાં સૌથી વધારે વસ્તી ગંગાનદીના મેદાનમાં છે. કારણ કે આ ભાગ ઘણો ફળદ્રુપ છે અને અનાજ વગેરે પુષ્કળ થાય છે. તેમાં મોટાં મોટાં શહેરો અને રેલ્વેનાં જંકશનો આવેલાં છે તથા ઉદ્યોગ વેપાર પુષ્કળ ચાલે છે. તેથી ઉતરતી વસ્તી દરિયા કિનારે છે. ત્યાં વરસાદ માફકસર થાય છે અને જમીન ફળદ્રુપ છે તેથી પાક સારો થાય છે. મધ્યના બીજા ભાગોમાં મધ્યમ વરસાદ પડે છે અને વસ્તીનું પ્રમાણ પણ મધ્યમ છે. સિંધ તરફના રણના ભાગમાં જ્યાં વરસાદ પડતો નથી અને અનાજ પાકતું નથી ત્યાં તથા પહાડી પ્રદેશમાં વસ્તી ઘણીજ ઓછી છે. બ્રહ્મદેશ પહાડી પ્રદેશ હોવાથી ત્યાં પણ વસ્તી ઘણી ઓછી છે.

## લોકો.

આ દેશમાં ઘણી જાતના લોકો વસે છે, તેમાં હિંદુની સંખ્યા વધારે છે. હિંદુના પૂર્વજોની આર્ય અને દ્રાવિડ એવી બે જાતો હતી. આ દેશના મૂળ વતની અનાર્ય લોકો છે. તેઓ જંગલી દશામાં છે.

**કોલોરીઅન**—આ લોકો અનાર્ય છે. તેઓ રજપૂતાના, મધ્યપ્રાંતો, છોટાનાગપુર અને બિહારના પહાડી મુલકોમાં વસે છે. **દ્રાવિડો**—આ લોકો કેળવાયેલા છે. કોલોરીઅન લોકો દ્રાવિડ જાતનાજ છે એવો વિદ્વાનોનો મત છે. આ લોકો દક્ષિણ હિંદુસ્તાનમાં વસે છે. તેમાં ગોંડ નામની શાખા છે તે જંગલી સ્થીતિમાં છે.

**આર્ય**-વાવ્ય કોણમાંથી આવી ઉત્તરના ભાગમાં વસે છે. તે સુધરેલી અને કેળવણી પામેલી જાત છે. તેઓ સાધારણ રીતે બધા ભાગમાં જોવામાં આવે છે. **મોંગોલ**-આ લોકો બ્રહ્મદેશમાં વસે છે. નેપાળ ભૂતાનમાં આ લોક જોવામાં આવે છે, તે સિવાય **મુસલમાન**-હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં, **પારસી**-મુંબાઇ ઇલાકામાં, યાહુદી કોકણમાં અને **ખ્રિસ્તી**-મદ્રાસ ઇલાકામાં વધારે જોવામાં આવે છે.

ભાષાઓ અને લોકો

## ભાષાઓ.

આ દેશમાં વપરાતી મુખ્ય ભાષાઓ ત્રણ છે. (૧) સંસ્કૃત (૨) દ્રાવિડી અને (૩) બ્રહ્મી

૧ **સંસ્કૃત** ભાષામાંથી નીકળેલી ભાષાઓ (૧) **બંગાળી** (બંગાળામાં), (૨) ઉર્ય (ઓઢીઆમાં), (૩) **હિંદી** (લગભગ આખા હિંદુસ્તાનમાં), (૪) પંજાબી (પંજાબમાં), (૫)મરાઠી(મહારાષ્ટ્રમાં) (૬) ગુજરાતી (ગુજરાતમાં) અને (૭) સિંધી (સિંધમાં) છે.

૨ **દ્રાવિડી**માંથી નીકળેલી ભાષાઓ-તામિલ ( દ. મદ્રાસમાં ), તેલુંગી ( ઉ. મદ્રાસમાં), મલાયમ ( મલબાર કિનારે ), કાનડી (કાનડા, મ્હૈસુર અને કરનાટકમાં), છે.

૩ **બર્મી**-બ્રહ્મદેશમાં બોલાય છે.

૪ ઉર્દુ-મુસલમાનો ઉર્દુ ભાષા બોલે છે. તે હિંદી, અરબી અને ફારસીની મીશ્ર ભાષા છે.

૫ **અંગ્રેજી**-રાજકિય ભાષા છે. અને તે સરકારી કચેરીઓમાં વપરાય છે.

## મુખ્ય ધર્મો.

હિંદુસ્તાનમાં **હિંદુધર્મ** પાળનારા લોકોની મોટી વસ્તી છે. લગભગ વસ્તીનો પોણો ભાગ આ ધર્મ પાળે છે. હિંદુઓ મુખ્યત્વે કરીને દ્રાવિડ, આર્ય, અને શક જાતિમાંથી બનેલા છે. તેઓ અનુક્રમે વાયવ્ય કોણમાંથી આવેલા છે. આ **ધર્મ**ના ઘણા ફાંટા છે.

**મુસલમાની ધર્મ** પાળનારની સંખ્યા લગભગ $\frac{1}{4}$ જેટલી છે. તેઓ અબસ્તાન, તુર્કસ્તાન અને તાર્તરી તરફથી આવેલા છે. તેમની વસ્તી ઉત્તર હિંદુસ્તાનમાં બલુચિસ્તાન, સિંધ, પંજાબ અને પૂર્વ બંગાળામાં વધારે છે. **જૈનધર્મ**-પાળનારાની સંખ્યા મારવાડ અને ગુજરામાં વધારે છે. **બૌદ્ધધર્મ** માનનારાની સંખ્યા બ્રહ્મદેશમાં વધારે છે. **જરથોસ્થી**-પારસી લોકોનો ધર્મ છે. તેમની સંખ્યા ઘણી થોડી છે. તેઓ ગુજરાતમાં વધારે છે. શીખધર્મ પાળનારા પંજાબમાં વસે છે. અને **ખ્રિસ્તીધર્મ**ના લોકો મદ્રાસ ઇલાકામાં અને બંગાળામાં છે. યાહુદી લોકો યાહુદી ધર્મ પાળે છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનના જે ભાગમાં વધારે ઘીચ વસ્તી હોય તે ભાગ આડી લીટીઓ દોરીને અને જે ભાગમાં ઘણીજ ઓછી વસ્તી હોય તે ભાગમાં ટપકાં મુકીને બતાવો અને તેમ હોવાનાં કારણો આપો.

૨ કઇ કઇ જાતના લોકો કયા કયા ભાગમાં વસે છે તે જણાવો.

૩ હિંદુસ્તાનમાં કઇ કઇ ભાષાઓ કયા કયા ભાગમાં વપરાય છે તે આપેલા નકશામાં ભાગ પાડી તેમાં તે ભાષાનાં નામ લખીને બતાવો.

૪ સંસ્કૃત અને દ્રાવિડી ભાષામાંથી કઇ કઇ ભાષાઓ નીકળેલી છે અને તે કયા કયા ભાગમાં બોલાય છે તે જણાવો.

૫ હિંદુસ્તાનમાં કયા કયા ધર્મો પળાય છે તે જણાવો અને તે તે ધર્મો પાળનારા લોકો મુખ્યત્વે કરીને જે ભાગમાં વસ્તા હોય તે ભાગમાં તે તે ધર્મનાં નામ નકશામાં લાલ શાહીથી લખો.

## ઉદ્યોગ–ધંધો.

આ દેશના લોકોનો મુખ્ય ધંધો **ખેતીનો** છે. આ દેશની જમીન ફળદ્રુપ છે અને તેથી થોડી મહેનતે પાક સારો થાય છે. અને તેથી વસ્તીના ૭૦ ટકા ખેતી કરે છે. તેથી ઉતરતો ધંધો **વણવાનો** છે. આ ધંધો આ દેશમાં ઘણા જુના વખતથી ચાલે છે. સુતરાઉ અને રેશમી કપડાં તથા શેતરંજીઓ હાથે વણવાની શાળોથી ઘણા ભાગમાં વણાય છે. તેમજ નાંનાં મોટાં શહેરોમાં હાથે વણવાનાં કારખાંનાં અને મીલો છે. સુતરની મીલો મુંબાઇ, અમદાવાદ અને

નાગપુરમાં ઘણી છે. મુંબાઈ ઇલાકામાં કપાસ ઘણો થાય છે અને તેથી આ ઇલાકામાં લગભગ ૨૦૦ મીલો છે, અને હિંદુસ્તાનમાં બધી થઈને લગભગ ૨૭૫ મીલો છે. તે સિવાય **શણનાં કારખાનાં** લગભગ ૭૫ છે. શણ બંગાળામાં થાય છે અને તેથી તેનાં બધાં કારાખાનાં બંગાળામાં અને તે ઘણે ભાગે કલકત્તામાં છે. શણનાં ટાટીયાં અને કોથળા તૈયાર થાય છે અને તે દુનિયાના બધા ભાગમાં પુરા પાડે છે. **ઉનનાં કારખાનાં**–ઉનનાં કારખાંનાં પંજાબ અને કાશ્મીરમાં છે. આ દેશોમાં ઠંડી પુષ્કળ પડે છે અને ત્યાં ગરમ કાપડની જરૂર છે. તે ડુંગરાળ પ્રદેશમાં બકરાં પુષ્કળ ઉછેરે છે અને તેમના વાળનું પુષ્કળ ઉન થાય છે. કાશ્મીરમાં પશ્મી જાતની બકરીઓ થાય છે તેનું ઉન ઉત્તમ પ્રકારનું હોય છે, જેની શાલો વિગેરે વણાય છે, અને તે સર્વત્ર પ્રસિદ્ધ છે. **ધારીવાલ** (પંજાબ), દિલ્હી અને **કાનપુર**માં ઉનનાં મોટાં કારખાંનાં છે. ત્યાંની કામળીઓ વખણાય છે. આ દેશમાં ઉનની આશરે પચીસ મીલો છે. **રેશમી કાપડ વણવાનાં કારખાંનાં**—બંગાળામાં શેતુરનાં ઝાડ પુષ્કળ થાય છે અને તેથી ત્યાં રેશમના કીડા થાય છે. અને તેની આશરે પાંચ છ મીલો બંગાળામાં છે. પંજાબમાં પણ રેશમ થાય છે. તે સિવાય હિંદુસ્તાનમાં **કાગળ બનાવવાની** દસ મીલો છે. અને **ચોખાની** અને **લાકડાં વહેરવાની** પણ ઘણી મીલો છે. **તાંબા પીતળનાં વાસણો બનાવવાનાં** ઘણાં કારખાંનાં છે. જેમાં ઘણા સારા ઘાટ તૈયાર થાય છે. લોખંડનાં લગભગ ૬૦–૭૦ કારખાંનાં છે. મોટામાં મોટું લોખંડનું કારખાનું **જમસેદપુર પાસે ટાટા** કંપનીનું છે. વળી જુદી જુદી જાતની ધાતુઓનાં ઘણાં કારખાંનાં છે. તે સિવાય આપણા દેશમાં ઉંચી કારીગીરીની ચીજો ઘણી થાય છે. સોનારૂપા, હાથીદાંત, અને સુખડનું કોતરકામ ઉત્તમ પ્રકારનું થાય છે. તેમજ જડાવ, વેલબુટ્ટી, અને કસબકામ તથા શેત્રંજીઓ સારી થાય છે.

# કૃતિ.

૧ હિંદુસ્તાનમાં ઉદ્યોગો કયા કયા છે અને કયાં કયાં છે તે જણાવો.

૨ જે જે શહેરમાં સુતરની ઘણી મીલો હોય તે શહેરનાં નામ નકશામાં લખી ત્યાં એક જાતનું નિશાન કરો.

૩ જે શહેરો ઉનનાં કારખાંનાં માટે પ્રખ્યાત હોય તે શહેરોનાં નામ નકશામાં લખી ત્યાં બીજી જાતનું નિશાન કરો.

૪ જે દેશમાં શણુ થતું હોય ત્યાં તે નામ લખો અને તેનાં કારખાંનાંને માટે જે શહેર પ્રખ્યાત હોય તેનું નામ લખી ત્યાં ચોકડીની નિશાની કરો.

૫ પંજાબ અને કાશ્મીરમાં ઉત્તમ પ્રકારનું ઉન થાય છે. અને તેની શાલો, કામળીઓ વગેરે સારાં થાય છે. ત્યાં ઉન શબ્દ લખો.

૬ નીચે જણાવેલાં સ્થળોએ કયા કયા ઉદ્યોગો ચાલે છે તે કારણ સાથે જણાવો. મુંબાઇ, કલકત્તા, જમસેદપુર, કાનપુર અને બનારસ.

## વ્યવહાર અને પરદેશ સાથેનો વેપાર તથા માર્ગો.

પ્રાચીન કાળથી આ દેશ વેપારને માટે પ્રખ્યાત છે. હાલમાં અંગ્રેજ લોકો જોડે પરદેશનો ઘણો વેપાર ચાલે છે અને તે કરાંચી, મુંબાઈ, કલકત્તા, મદ્રાસ, રંગુન વગેરે બંદરોએથી થાય છે. ખુશકી માર્ગ કરતાં જળ માર્ગે લઈ જવા લાવવામાં ઓછો ખર્ચ લાગે છે.

**નિકાસ**—આ દેશમાંથી રૂ, સુતર, ચોખા, ઘઉં, તેલીબીયાં. કોપરાં, અફીણુ, શણુ, રેશમ, ઉન, શાલો, ચા, બુંદ, હાથીદાંત, લાખ, ગળી, હરડાં, ગુંદર, કાથો, મીણુ, ચામડાં વગેરે પરદેશ જાય છે.

**આયાત**—અને તેને બદલે રેશમી, સુતરેલ તથા ઉનનાં કપડાં, કાગળ, સ્ટેશનરી, કાચનો સામાન, સાંચાકામ, ધાતુઓ, કેરોસીન, ઔષધો, ચા, ખાંડ, અને મોટરો આવે છે.

હિંદુસ્તાનના વેપારનો ઘણો ભાગ ઇંગ્લાંડ જોડે, તેથી ઉતરતો અનુક્રમે જર્મની, યુનાઇટેડ સ્ટેટસ, ચીન, ફ્રાન્સ, જાપાન અને પૂર્વ આફ્રિકા વગેરે દેશો જોડે છે. જે લગભગ છ અબજનો છે. જમીન માર્ગે પણ અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, ઈરાન અને તિબેટ જોડે છે. તે લગભગ ૧૫ કરોડ રૂપીઆનો છે.

આ દેશમાંથી ઘઉં તથા ચાનો મોટો જથો ગ્રેટબ્રિટનમાં જાય છે. ચોખા–ઈંગ્લાંડ, સિલોન, સ્ટ્રેટ સેટલમેન્ટસ, મોરિશિઅસ, નાતાલ અને ઝાંઝીબાર જાય છે. રૂ જાપાન, જર્મની, ઇટાલી, બેલ્જીઅમ અને ઇંગ્લાંડ જાય છે. શણ ઘણે ભાગે યુનાઈટેડ સ્ટેટસ અને જર્મની જાય છે. તેલીબીયાં અને તેજાનો ઇંગ્લાંડ જાય છે. કૉફી ઇંગ્લાંડ અને ઑસ્ટ્રેલિઆમાં જાય છે. સુતર ચીન અને જાપાન જાય છે. આપણે ત્યાં ખજુર અરબસ્તાનમાંથી, અને ખાંડ જાવા તથા મોરિશિઅસના ટાપુમાંથી આવે છે.

આ દેશમાંથી શણ ૪૨ કરોડ રૂપીઆનું, ચા ચૌદ કરોડ રૂપીઆની, કૉફી દોઢ કરોડ રૂપીઆની, ગળી અડધા કરોડ રૂપીઆની, અને તમાકુ પોણા કરોડ રૂપીઆની પરદેશ જાય છે. અફીણનું ઉત્પન્ન બે કરોડ રૂપીઆનું છે.

## હિંદુસ્તાનના માર્ગો.

૧ જુના વખતમાં આપણા દેશમાં એક સ્થળેથી બીજે સ્થળે જવા આવવા તથા માલ લઈ જવા લાવવા ગાડાં, પોઠો, ઉંટ, વગેરે સાધનો વપરાતાં હતાં. હાલ પણ જ્યાં રેલ્વે, પાકી સડકો વગેરે નથી ત્યાં ગામડાંમાં જવા આવવા ગાડાં વપરાય છે. તેમજ રણના પ્રદેશમાં ઉંટ, નેપાળ, ભૂતાન અને કાશ્મીરના ઉત્તર ભાગમાં યાક, બ્રહ્મદેશ અને સિલોનમાં હાથીનો ઉપયોગ થાય છે કાચી સડકો છે ત્યાં મોટરો શરૂ થઈ છે. અને તેનાથી ઘણો વ્યવહાર માણસોની તથા માલની લાવ લઇ જાવ થાય છે.



૨ હાલમાં ઘણા ખરા બધા ભાગોમાં રેલ્વે થઇ ગઇ છે અને ત્યાં બધો વ્યવહાર રેલ્વે મારફતજ ચાલે છે. હિંદુસ્તાનમાં લગભગ ૩૮૦૮૦ માઇલની રેલ્વે થઇ ગઇ છે અને તેથી કરીને એક સ્થળેથી બીજે સ્થળે સહેલાઇથી જવામાં, માલ લઇ જવા લાવવામાં, જરૂર પડે તે સ્થળે લશ્કર ફેરવવામાં, અને દુકાળના પ્રસંગે અનાજ અને ઘાસ ચારો પહોંચાડવામાં ઘણીજ અનુકુળતા થઇ છે. આ જુદી જુદી રેલ્વેઓ નીચે પ્રમાણે છે.

હિંદુસ્તાનનું સામ્રાજ્ય.

રેલ્વે અને બંદરો

૧ જી. આઇ. પી. રેલ્વે ( ગ્રેટ ઇન્ડીઅન પેનીનશ્યુલર રેલ્વે ) આ લાઇન મુંબાઇથી જળગામ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, આગ્રા થઇ દિલ્હી જાય છે. આ રસ્તામાં કટનીથી બી. એન ( બંગાળા નાગપુર ) રેલ્વે કલકત્તા જાય છે. મુંબાઇથી કલકત્તાનો મેઇલ આ રસ્તે જાય છે. બીજો ફાંટો ભુસાવળથી નાગપુર સુધી જાય છે અને નાગપુરથી બી. એન રેલ્વે કલકત્તા જાય છે. મુંબાઇથી કલકત્તાનો આ ટુંકામાં ટુંકો રસ્તો છે. મુંબાઇથી દિલ્હી જતી લાઇનમાંનો એક ફાંટો ઝાંસીથી કાનપુર અને બીજો ફાંટો ઇટારસીથી જબલપુર થઇ અલ્હાબાદ જાય છે. મુંબાઇથી આની બીજી લાઇન પુના થઇ રાયચુર સુધી જાય છે. ત્યાંથી એમ. એન્ડ એસ. એમ રેલ્વેમાં મદ્રાસ જવાય છે.

૨ બી. બી. સી. આઇ રેલ્વે-(બાંબે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિઆ રેલ્વે મુંબાઇથી સુરત, ભરૂચ, વડોદરા, ( બીજી લાઇન વડોદરાથી ગોધરા, રતલામ થઇ જાય છે ) અમદાવાદ, અજમેર થઇ દિલ્હી જાય છે. અને દિલ્હીથી કાનપુર સુધી જાય છે. અને સુરતથી જળગામ જઇ જી. આઇ. પી. ને મળે છે.

૩ બી. એન. (બંગાળા નાગપુર) રેલ્વે-નાગપુર અને કલકત્તા વચ્ચે છે. અને હાવરા ( કલકત્તા )થી વિઝાગાપટ્ટણ જાય છે. ત્યાંથી એમ એન્ડ એસ. એમ રેલ્વેમાં મદ્રાસ જવાય છે.

૪ ઇ. આઇ (ઇસ્ટ ઇન્ડિઆ) રેલ્વે-કલકત્તાથી પટના, બનારસ, કાનપુર અને લખનૌ થઇ દિલ્હી જાય છે.

૫ એન. ડબલ્યુ ( નૉર્થ વેસ્ટર્ન ) રેલ્વે દિલ્હીથી લાહોર થઇ પેશાવર જાય છે. અને લાહોરથી મુલતાન થઇ સિંધમાં રોહરી, હૈદરાબાદ થઇ, કોટરી થઇ કરાંચી જાય છે. અને કોટરીથી બીજી લાઇન રૂક, જેકોબાબાદ, થઇ બલુચિસ્તાનમાં બોલનઘાટ, કવેટા થઇ ચમન સુધી જાય છે. બીજો ફાંટો કવેટાથી નુસ્કી થઇ બલુચિ-

સ્તાનની ઉત્તર સરહદે ઠેઠ ઈરાનની સરહદે ડઝડપ સુધી જાય છે. આ રેલ્વેના પંજાબમાં ઘણા ફાંટા છે.

૬ મદ્રાસ એન્ડ સાઉથ મરાઠા રેલ્વે (એમ. એન્ડ એસ. એમ) રાયચુરથી મદ્રાસ; અને પુનાથી ગડાગ, બલ્લારી થઇ બેઝવાડા જાય છે. અને મદ્રાસથી વીઝાગાપટ્ટણ (ત્યાંથી બી. એનમાં કલકત્તા જવાય છે.) જાય છે. બીજો ફાંટો મદ્રાસથી ગોવા જાય છે.

૭ સાઉથ ઇન્ડિઅન રેલ્વે એક લાઇન મદ્રાસથી મેંગ્લોર અને બીજો ફાંટો મદ્રાસથી ત્રિચિનાપલ્લી અને મદુરા થઇ ધનુષ ખોડી, ટુટુકોરિન અને ત્રિવેંદ્રમ જાય છે.

૮ બી એન્ડ એન ડબલ્યુ રેલ્વે—બંગાળ અને નૉર્થ વેસ્ટ (વાવ્ય પ્રાંત) રેલ્વે કલકત્તાથી પટણા થઈ દિલ્હી જાય છે. આ રેલ્વેના સંયુક્ત પ્રાંતમાં ઘણા ફાંટા છે.

૯ આઉધ અને રોહિલખંડ રેલ્વે-સંયુક્ત પ્રાંતમાં છે.

બર્મા રેલ્વે-રંગુનથી પેગુ થઇ માંડલે અને ત્યાંથી છેક ઉત્તરમાં જાય છે. રંગુનથી બીજો ફાંટો પ્રોમ જાય છે. ત્યાં જળ માર્ગે (કલકત્તાથી રંગુન ) જવાય છે. હિંદુસ્તાન અને બ્રહ્મદેશ વચ્ચે પર્વતો આવેલા છે તેથી આ બે દેશ વચ્ચે રેલ્વેનો સંબંધ નથી.

૩ **જળમાર્ગ**—હિંદુસ્તાનનો પરદેશ સાથેનો સઘળો વ્યવહાર જળ માર્ગે થાય છે. રેલ્વે કરતાં જળ માર્ગ ખર્ચમાં ફાયદાકારક છે. આ બધો વ્યવહાર કરાંચી, આડત્રા, મુંબાઈ, મદ્રાસ, કલકત્તા, રંગુન, ચિતાગોંગ અને કોલંબો બંદરો મારફત થાય છે. આ બંદરોએથી ઇંગ્લાંડ અને યુરોપના બીજા દેશો, મોમ્બાસા અને ઝાંઝીબાર ( આફ્રિકા ), મોરિશિઅસ ટાપુ, અને ઑસ્ટ્રેલિઆ, ચીન, જાપાન અને અમેરિકા સાથે વેપાર ચાલે છે. હિંદુસ્તાનના કિનારાનો અને દેશના અંદરના ભાગનો વેપાર કિનારાનાં બંદરો, દરિઆઇ નહેરો, મોટી નહેરો અને મોટી નદીઓમાં વહાણો અને હોડીઓ મારફતે ચાલે છે.

૪ હવાઈ વિમાન માર્ગ—લંડનથી કરાંચી સુધી વિમાનોમાં ટપાલ લાવવાની શરૂ કરી છે. આ માર્ગે લંડનથી પારિસ, બ્રેસલ, જીનોવા, રોમ, નેપલ્સ, આથેન્સ, બગદાદ, બસરા, બુશાયર, જાસ્ક અને ગ્વાદર થઇ કરાંચી વિમાન આવે છે. તેને હાલ લગભગ ૭ દિવસ લાગે છે. કરાંચીથી દિલ્હી, દિલ્હીથી કલકત્તા, કલકત્તાથી રંગુન, અને કરાંચીથી મુંબઈ અને ત્યાંથી કલકત્તા તથા મદ્રાસ સાથે આ વિમાનનો વ્યવહાર માર્ગ ચાલુ થવાની તૈયારી છે.

## કૃતિ.

૧ હિંદુસ્તાનની મુખ્ય નિકાસ અને આયાત જણાવો.
૨ આપણા દેશમાંથી ઘઉં, ચોખા, ખાંડ. તેલીબીયાં, ચા, કાફી, અને સુતર મોટા ભાગે કયા કયા દેશોમાં જાય છે તે જણાવો.
૩ દિલ્હીને કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, કરાંચી અને પેશાવર સાથે રેલ્વે લાઇનો દોરી તે વડે જોડીદો.
૪ આ લાઇનો વચ્ચે આવતાં મોટાં શહેરો અને જંકશનોનાં નામો લખો.
૫ રેલ્વે લાઈનોથી દેશને શા શા ફાયદા થાય છે તે જણાવો.
૬ કોલંબોથી પેશાવર ટુંકામાં ટુંકા કયે માર્ગે થઇને જવાય અને રસ્તામાં કયાં કયાં મોટાં શહેરો આવે તે જણાવો.
૭ મુંબાઇથી કલકત્તા જવાના કેટલા રસ્તા છે અને તેમાં ટુંકામાં ટુંકો રસ્તો કયો છે તે નકશામાં લાલ શાહીથી બતાવો અને મેઇલ (ટપાલ) કયે રસ્તે જાય છે તે બતાવો.
૮ હિંદુસ્તાનના કયા ભાગમાં વધારેમાં વધારે રેલ્વે છે અને ત્યાં વધારે રેલ્વે હોવાનાં કારણો શું છે તે જણાવો.
૯ કયા દેશમાં બીલકુલ રેલ્વે નથી અને કયા ભાગમાં ઘણી થોડી રેલ્વે છે તે કારણો સાથે જણાવો.
૧૦ હિંદુસ્તાનના પરદેશ સાથેના જળ માર્ગો નકશામાં બતાવો
૧૧ હવાઇ વિમાન માર્ગનો રસ્તો કયાંથી કયાં સુધી શરૂ થયો છે અને તેમાં કયાં સ્ટેશનો કરેલાં છે તે નકશો દોરી તેમાં જણાવો.




## હવાખાવાનાં સ્થળો.

**સિમલા**—(×૭૨૦૦ ફુટ ઉંચું) પંજાબમાં હવાખાવાનું સ્થળ છે. દિલ્હીથી સિમલા સુધી ઠેઠ રેલ્વે છે. ગવર્નર જનરલ સાહેબ અને દિલ્હીના ગવર્નર સાહેબ ઉનાળામાં ત્યાં રહે છે. (૨) **નૈનિતાલ** (૬૫૦૦ ફુટ) સંયુકત પ્રાંતમાં આવેલું છે ત્યાંના ગવર્નર સાહેબ ઉનાળામાં ત્યાં હવાખાવા જાય છે. (૩) **મસુરી** તેજ પ્રાંતમાં નૈનિતાલની પાસે હવાખાવાનું સ્થળ છે. (૪) **દાર્જલીંગ** (૭૦૦૦) બંગાળા ઈલાકામાં ઉત્તરે સિકીમ પાસે હવાખાવાનું સ્થળ છે. આ

× ટીપ—કૌંસમાં જે આંકડા આપ્યા છે તે તે શીખર તેટલા ફુટ ઉંચુ છે ને બતાવે છે.

ઈલાકાના ગવર્નર સાહેબ ઉનાળામાં ત્યાં રહે છે. ત્યાં ચાના ઘણા બગીચા છે. (૫) **શીલોંગ** આસામમાં હવાખાવાનુ સ્થળ છે તે પ્રાંતના ગવર્નરસા. ઉનાળામાં ત્યાં રહે છે. (૬) **પંચમઢી** (૩૫૦૦ ફુટ ) મધ્યપ્રાંતમાં ત્યાંના ગવર્નર સા૦ ને હવાખાવાનું સ્થળ છે. (૭) **રાંચી** ( ૪૫૦૦ ફુટ ) છોટા નાગપુરમાં બિહાર અને ઓરિસાના ગવર્નર સા૦ ને હવાખાવાનું સ્થળ છે. (૮) **આબુ** ( ૫૬૦૦ ફુટ ) રજપુતાના એજન્સીના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ઉનાળામાં ત્યાં રહે છે. અને જૈનોનુ જાત્રાનું સ્થળ છે. (૯) **મહા બળેશ્વર** (૪૮૦૦ ફુટ) સતારા જીલ્લામાં પશ્ચિમ ઘાટનુ શીખર અને હવા-ખાવાનું સ્થળ છે. મુંબાઈના ગવર્નર સાહેબ ઉનાળામાં ત્યાં રહે છે. (૧૦) **ઉટાકામંડ** ( ૭૦૦૦ ફુટ ) નીલગિરિનું શીખર અને હવાખાવાનું સ્થળ છે. મદ્રાસ ઈલાકાના ગવર્નર સા૦ ઉનાળામાં ત્યાં રહે છે. તે કોનુરના સ્ટેશનેથી ૧૨ માઈલ થાય છે. (૧૧) નાશક પાસે **દેવલાલી** હવાખાવાનું સ્થળ છે. ક્ષયના દરદીઓને અહીંની હવા માફક આવે છે.

## જાત્રાનાં સ્થળો.

**કાશી (બનારસ)**-(૨૦૦૦૦) ગંગા નદીને કિનારે હિંદુઓનું મોટું જાત્રાનું ધામ છે. અહીં હિંદુ યુનિવર્સિટિની મોટી પાઠશાળા તેમજ બીજી કેટલીક સંસ્કૃત પાઠશાળા છે. અહિનાં પીતળનાં વાસણ અને જરી કામ (ખેસ) વખણાય છે. **મથુરાં**-( સં. પ્રાં ) તેમાં શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ થએલો છે. તેથી તે જાત્રાનું મોટું સ્થળ ગણાય છે. તેની પાસે **વૃંદાવન** અને **ગોકુળ** પવિત્ર સ્થળ આવેલાં છે. **અલ્હાબાદ (પ્રયાગ)** ( ૧૫૬૦૦૦ ) સંયુક્ત પ્રાંતોનું મુખ્ય શહેર ગંગા જમનાના સંગમ ઉપર મોટું જાત્રાનું સ્થળ છે. કુંભ રાશીમાં અહીં મોટો મેળો ભરાય છે. તેનું મૂળ નામ પ્રયાગ છે. તે એક વેપારનું મોટું મથક છે. તેમાં એક વિશ્વ વિદ્યા-

લય છે. આ પ્રાંતના ગવર્નર અહીં રહે છે. **ગયા** (બિહાર) (૬૮૦૦૦) હિંદુઓનું અને બૌદ્ધનું મોટું જાત્રાનું સ્થળ છે. હિંદુઓ અહિં શ્રાદ્ધ કરે છે. આ શહેરમાં પીપળાના ઝાડ નીચે ગૌતમબુદ્ધને જ્ઞાન થયું હતું. **જગન્નાથપુરી** ( ૪૯૦૦૦ ) ઓરિસાના કિનારા ઉપર જાત્રાનું મોટું ધામ છે. ત્યાં જગન્નાથજીનો પ્રસાદ લેવામાં જાતિભેદ ગણવામાં આવતો નથી. **હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ,** અને **ગંગોત્રી** ઉત્તરમાં હિંદુઓનાં જાત્રાનાં સ્થળ છે. ઉદેપુરના રાજ્યમાં શ્રીનાથજી વૈશ્નવોનું જાત્રાનું ધામ છે. અજમેર પાસે **પુષ્કરજી** જાત્રાનું સ્થળ છે. ગુજરાતમાં **દ્વારકાં** અને **ડાકોર** વૈશ્નવોનાં જાત્રાનાં સ્થળ છે. **ગઢડા** અને **વડતાલ** સ્વામિનારાયણ સંપ્રદાયનાં ધામ છે. **ઉદવાડા** પારસીનું જાત્રાનું સ્થળ છે. આબુ, ગીરનાર, આરાસુર, પાલીતાણા, એ જૈનોનાં જાત્રાનાં સ્થળ છે. દક્ષિણમાં **પંઢરપુર** સોલાપુર જીલ્લામાં શ્રીવીઠોબાની જાત્રાનું સ્થળ છે. **નાશિક** (૩૩૪૦૦) ગોદાવરીના કાંઠા ઉપર જાત્રાનું સ્થળ છે. સિંહસ્થ વખતે અહીં મેળો ભરાય છે, **ત્ર્યંબક** તેની પાસે જાત્રાનું સ્થળ છે. **શ્રીરંગમ** (મદ્રાસ) કાવેરી નદીમાં બેટ છે. શ્રીરામાનુજ સંપ્રદાયનું જાત્રાનું સ્થળ છે. ત્યાં વિષ્ણુંનું મોટું સુંદર દહેરૂ છે. **રામેશ્વર** (મદ્રાસ) દક્ષિણ કિનારા ઉપર બેટ છે. તે હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે. **અમૃતસર** (પંજાબ) શીખલોકોનું જાત્રાનું મોટું ધામ છે. તેમાં સુવર્ણમંદિર નામનું શીખ લોકોનું દહેરૂં છે. અહીંની શાલો વખણાય છે.

## કૃતિ.

૧ આ સાથેના નકશામાં હિંદુસ્તાનમાં આવેલાં હવાખાવાનાં સ્થળોનાં નામ તેમના યોગ્ય સ્થળે લખો અને તેની તળે લીટી દોરો.

૨ સાથેના નકશામા હિંદુસ્તાનમાં આવેલાં જાત્રાનાં સ્થળોનાં નામ તેમના યોગ્ય સ્થળે લખી તેની જોડે ધજાનું ચિન્હ કરો.

ટીપ–દરેક શહેરના ચોકસ સ્થળે ટપકું મુકવું.

# રાજ્ય પદ્ધતિ.

હિંદુસ્તાન ઇંગ્રેજ સરકાર (ઇંગ્લાંડ દેશના રાજા) ના તાબામાં છે. ત્યાંના રાજા હાલ નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ છે. તેઓ હિંદુસ્તાનના બાદશાહ (કૈસરે હિંદ) કહેવાય છે. તેઓ પોતાની પાર્લામેંટની સલાહથી આ દેશના રાજ્યકારોબાર માટે ત્યાં સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડિઆ (હિંદી પ્રધાન) અને તેની સભા નીમે છે. તે અહીંના કારોબાર માટે પાર્લામેંટને જવાબદાર છે તે સભાને ઇંડિઆ કાઉન્સિલ કહે છે. તે ૮ થી ૧૨ સભાસદની હોય છે તેમાં ૩ હિંદી હોય છે તેમના તરફથી અમલ ચલાવવા માટે શહેનશાહ એક અમલદાર ગવર્નર જનરલ (વાઇસરોય-રાજ પ્રતિનિધિ) નીમે છે. તે પાંચ વર્ષ માટે હોય છે વાઇસરોયને મદદ કરવા માટે બે સભાઓ હોય છે. ૧ **કારોબારીસભા (એકઝી ક્યુટિવ કાઉન્સિલ)** અને બીજી **વડીધારાસભા (ઇમ્પીરીઅલ લેજીસ્લેટિવ કાઉન્સિલ)** પહેલી સભામાં આઠ સભાસદો હોય છે. તેમાં ત્રણ હિંદી હોવા જોઇએ. તે કાયદાનો અમલ કરવામાં અને રાજ્ય કારોબાર ચલાવવામાં મદદ કરે છે. બીજી સભા કાયદા ઘડે છે આ સભાના બે ભાગ કરેલા છે. એક રાજ્ય સભા **(કાઉન્સિલ ઓફ સ્ટેટ)** અને બીજી **(લેજીસ્લેટિવ એસેમ્બ્લી)** દરેક કાયદો આ બે સભામાં પસાર થઇ વાઇસરૉયની મંજુરી લીધા પછી અમલમાં મુકાય છે. રાજ્ય સભામાં ૬૦ સભાસદ હોય છે તે પૈકી ૩૪ લોકો તરફના હોય છે. વડી ધારા સભામાં ૧૪૪ સભ્યો પૈકી ૧૦૦ લોકો તરફના હોય છે.

**પ્રાંતિક ધારા સભા**-ગવર્નનર જનરલ આખા હિંદુસ્તાનના ઉપરી અમલદાર છે. તેમના હાથ નીચે દરેક ઇલાકા અને મોટા પ્રાંતોમાં ગવર્નર નિમેલા છે. તેવા ઇલાકા અને પ્રાંતો **મુંબાઇ, મદ્રાસ, બંગાળા, બિહાર અને ઓરિસા, સંયુક્તપ્રાંતો,**


હિંદુસ્તાનનું સામ્રાજ્ય.
રાજકિય વિભાગ અને મુખ્ય શહેર
પેશાવર
શ્રીનગર
ક્વેટા
લાહોર
દિલ્હી
અજમેર
અલ્લાહાબાદ
પટણા
બહાર અને ઓરિસ્સા
ભુતાન
બંગાળા
કલકત્તા
બ્રહ્મદેશ
રંગુન
મધ્યપ્રાંતો
નાગપુર
વરાડ
હૈદરાબાદ
વડોદરા
દીવ
મુંબાઈ
કટક
મહેસુર
મદ્રાસ
લક્ષદ્વીપ
માલદ્વીપ
આન્ડામાન
નિકોબાર
સિલોન
ઇંગ્રેજી રાજ્ય
દેશી રાજ્યો.

**પંજાબ, મધ્યપ્રાંતો, આસામ** અને **બ્રહ્મદેશ** એ નવ છે. તેમાં **ગવર્નર** નીમવામાં આવ્યા છે. દરેક ગવર્નરને મદદ કરનારી ત્રણ સભાઓ છે. કારોબારી સભા, મિત્રમંડળ સભા, અને ધારા સભા. આ પ્રાંતિક વહીવટના બે વિભાગ કરેલા છે. એક ગવર્નર અને કારોબારી સભાને હસ્તક છે અન બીજો ગવર્નર અને મિત્રમંડળને હસ્તક છે. રિઝર્વ્ડ વિષયો મહેસુલ, ન્યાય ખાતુ, ઇરિગેશન, વિગેરે પહેલી સભાને હસ્તક છે. ટ્રાન્સ્ફર્ડ વિષયો કેળવણી, આબકારી, સેનિટેશન વિગેરે બાજી સભાને હસ્તક છે. પ્રાંતિક કારોબારી મંડળમાં ગવર્નર અને બીજી બેથી ચાર સભ્યો હોય છે. મંત્રી મંડળમાં ત્રણ સભ્યોની **પ્રાંતિક ધારાસભા**–આ સભાઓમાં દરેક પ્રાંતવાર સભ્યોની સંખ્યા જુદી જુદી હોય છે, આપણા ઇલાકામાં ૧૧૧ છે. તેમા ૮૬ પ્રજા તરફથી ચુંટાએલા અને ૨૫ સરકાર તરફથી પસંદકરેલા હોય છે.

આ સિવાય બીજા નાના પ્રાંતોમાં **ચીફ કમીશનર** નિમેલા છે. તે **દિલ્હી, વાવ્ય સરહદનો પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર-મેરવાડ, કુર્ગ** અને **આંડામાન તથા નિંકોબાર** એ છ છે. ચીફ કમીશનરો ને મદદ કરવા સભાઓ નીમેલી નથી. **સિલોનમાં** ગર્વનરની નિમણોક કરવામાં આવે છે તે ઇંગ્રેજ સરકારની સીધી દેખરેખ નીચે છે.

દરેક ઇલાકા તથા પ્રાંતોના વિભાગ પાડેલા છે જેને ડિવિઝન ( વિભાગ ) કહે છે. તેના ઉપરી કમીશનર નિમેલા છે. વિભાગના ભાગને જીલ્લા કહે છે તેના ઉપરી કલેકટર અને જીલ્લાના વિભાગને તાલુકા કહે છે તેના ઉપરી મામલત્તદાર નિમેલા છે. દરેક ગામે તલાટી અન પોલીસ પટેલ હોય છે.

કલેકટરને મદદ કરવા જીલ્લા સભા અને મામલતદારને મદદ કરવા તાલુકા સભા હોય છે.

તે સિવાય મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટિ અને નાંનાં ગામોમાં લોકલ બોર્ડ હોય છે. જે રસ્તાઓ, દિવાબત્તી, આરોગ્યતા અને પ્રાથમિક કેળવણી વગેરે કામોની વ્યવસ્થા કરે છે.

**દેશી રાજ્યો**-હિંદુસ્તાનમાં નાંનાં મોટાં મળી એકંદર ૭૦૦ દેશી રાજ્યો છે. તેમાંનાં હૈદરાબાદ, વડોદરા, મ્હૈસુર, ત્રાવણકોર, કાશ્મીર અને કોચીન મિત્ર રાજ્યો છે. અને તે વાઇસરૉયની દેખરેખ નીચે છે. અને તેમાં ઇંગ્રેજ સરકાર તરફથી રેસિડેન્ટ રહે છે. નેપાળ અને ભૂતાન સ્વતંત્ર રાજ્યો છે.

પશ્ચિમ હિંદનાં રાજ્યો, મધ્યહિંદ એજન્સી, અને રજપૂતાના એજન્સીમાં એજન્ટ ટુધી ગવર્નર જનરલ નિમેલા છે. જે ગવર્નર જનરલની દેખરેખ નીચે છે. એજન્સી-એકજથે આવેલાં દેશી રાજ્યોના સમૂહને રાજકિય વિભાગ માટે એજન્સી કહે છે.

**પરદેશી સંસ્થાનો**-આ દેશમાં પોર્ટુગીઝ અને ફ્રેન્ચના તાબામાં થોડોક મુલક રહેલો છે. તે નીચે પ્રમાણે છે.

**પોર્ટુગીઝ સંસ્થાનો**-મુંબાઇ ઇલાકામાં દીવ, દમણ અને ગોવા એ ત્રણ સ્થળો છે.

**ફ્રેંચ સંસ્થાનો-પોંડીચેરી** કોરોમાંડલ કિનારે ફ્રેંચ સંસ્થાનનું મુખ્ય શહેર છે તેમાં તેમનો ગવર્નર જનરલ રહે છે. તે સિવાય કાવેરી નદીના મુખ આગળ **કારીકલ** મલબાર કિનારે **માહી** ગોદાવરી નદીના મુખ પાસે **યાનાન** અને કલકત્તા પાસે હુગલી નદી ઉપર **ચંદ્રનગર** એ પાંચ શહેરો છે.

## કૃતિ.

૧ આ સાથે આપેલા નકશામાં હિંદુસ્તાનના રાજકિય ભાગ પાડી તેમાં તેમનાં નામ લખો.

૨ વાઇસરૉયને મદદ કરનારી કારોબારી સભા અને વડી ધારા સભાનું ટુંકામાં વર્ણન આપો.

૩ પ્રાંતિક ધારા સભાનું ટુંકામાં વર્ણન આપો.

૪ કયા ઇલાકા અને પ્રાંતોમાં ગવર્નર નીમેલા છે તે અને કયા પ્રાંતોમાં ચીફ કમીશનર નીમેલા છે તે જણાવો.

૫ મોટાં દેશી રાજ્યો કયાં કયાં છે તથા મોટી એજન્સીઓ કઇ

છે અને તેમની રાજ્ય વ્યવસ્થા કેવા પ્રકારની છે તે જણાવો.

૬ સ્વતંત્ર રાજ્યો કયાં છે તે સાથેના નકશામાં ત્રાંસી લીટીઓ દોરી તેમાં તેમનાં નામ લખી જણાવો.

૭ પોર્ટુગીઝ તથા ફ્રેંચનાં સંસ્થાનો કયાં કયાં છે તે જણાવી તે નકશામાં જુદી જુદી નિશાની કરી જણાવો.



# હિંદુસ્તાનનું સામ્રાજ્ય

## ( ભાગ ૨ જો. )

### વિશેષ હકીકત.

## મુંબાઇ ઇલાકો.

---

આ ઇલાકાની હકીકત તમે મુંબાઇ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છો. તેથી અહીં મુખ્ય શહેરોની હકીકત આપેલી છે.

મુંબાઈ ( ૧૧૭૨૦૦૦ ) આ ઇલાકાની રાજધાનીનુ શહેર અને મોટું પહેલા નંબરનું બંદર એક બેટ ઉપર આવેલું છે. તે ઘણું સુંદર બંદર અને બારૂ છે. દુનિઆનાં મોટાં શહેરો અને ઉત્તમ બંદરોમાં તેની ગણત્રી છે. યુરોપથી હિંદુસ્તાનમાં કરાંચી સિવાય પાસેમાં પાસેનું બંદર છે. તેની આસપાસ કપાસની તેમજ બીજી ઉત્તમ દ્રવ્ય ભૂમિ હોવાથી નિકાસનું મુખ્ય મથક હોઇ ત્યાંથી રૂ, સુતર, અફીણ, મેંગેનીઝ વગેરે સઘળો માલ પરદેશ જાય છે. તે બી. બી. સી. આઇ અને જી. આઇ. પી. રેલ્વેનું નાકુ છે. આ શહેરમાં લગભગ સો મીલો છે અને તેમાં બે લાખ મજુરો કામ કરે છે. તેમાં એક મોટી આર્ટની યુનિવર્સિટિ, વૈદક તથા કાયદાની મહા વિદ્યાલયો, હુન્નર શાળા, ચિત્રશાળા, ઉદ્યોગશાળા, હાઇસ્કુલો, અને વૈદક તથા વેપાર માટે વિદ્યાલયો છે. તે લાખો રૂપીઆની માલની આયાત નિકાસનું સ્થાન છે. તેમાં મીલો, સરકારી, અને રેલ્વેની ઓફીસો, મોટા વેપારીની પેઢીઓ, વીજળી, ટ્રામ, વગેરે ઘણી જાતનાં કારખાંના અને મોટાં વિદ્યાલયો, હોવાથી નોકરી, રોજી, વેપાર, વગેરે કારણોથી માણુસોની ભરતી થઇ તેની જલદી આબાદી થઇ છે.


રજપુતાના.
કરાચી
હૈદરાબાદ
ભુજ
માંડવી
દ્વારકા
રાજકોટ
ભાવનગર
જુનાગઢ
દીવ
અમદાવાદ
નર્મદા નદી
સાતપુડા પર્વત
વિંધ્યાચળ પર્વત
હિંદ એજન્સી
મુંબાઇ
રત્નાગિરિ
મદ્રાસ
મુંબાઇ ઇલાકો.

મુંબાઈ સરકારના તાબામાં અરબસ્તાનની દક્ષિણે આવેલું **એડન** બંદર ( ૫૬૦૦૦ ) છે તે રાતા સમુદ્રમાંથી અરબી સમુદ્રમાં આવવાનો દરવાજો છે. ઇંગ્લાંડથી આવતી અને ત્યાં જતી આગબોટો અહીંથી પાણી અને કોલસા લે છે. અને તેને માટે તે અગત્યનું બંદર ગણાય છે.

**કરાંચી** ( ૨૧૬૮૮૩ ) સિંધુ નદીના મુખ આગળ સિંધનું મુખ્ય શહેર અને બીજા નંબરનું કુદરતિ બંદર અને બારૂ છે. આ બંદરેથી ઘઉં, ઉન અને રૂ પરદેશ જાય છે. ઘઉં અને ઉન પંજાબમાંથી પુષ્કળ આવે છે. **અમદાવાદ** (૨૭૪૦૦) આ શહેર ઇ. સ. ૧૪૧૨માં સુલાતન અહમદશાહે વસાવ્યું હતું. તે અસલના વખતથી ગુજરાતની રાજધાનીનું શહેર છે અને હાલ પણ ઉત્તર વિભાગના કમીશનર સાહેબ ત્યાં રહે છે. આ શહેર આ ઇલાકામાં મુંબાઈથી બીજે નંબરે ગણાય છે. તેને રાજનગર પણ કહે છે. આ શહેરમાં સુતર કાંતવાની તથા કાપડ વણવાની લગભગ ૭૦ મીલો છે ને તેમાં ઘણા લોકોને રોજી મળે છે. તે વેપારનું મુખ્ય મથક છે અને ધમધોકાર વેપાર ચાલે છે. તેમાં નવ હાઇસ્કુલો અને એક મહાવિદ્યાલય (કૉલેજ) છે. ત્યાંનું રેશમી, સુતરાઉ અને કસબી (કિનખાબ) કાપડ ઘણું વખણાય છે. **સુરત** (૧૧૮૦૦) તાપી નદીને ડાબે કિનારે આવેલું છે. એ જુના વખતમાં સારૂ બંદર હતું. પણ તાપી નદીના મૂળ આગળ કાંપ ઠરી જઈ ત્યાં મોટાં વહાણ આવી શકતાં નથી અંગ્રેજોએ અહીં પહેલવહેલી ૧૬૧૨ માં કોઠી નાખી હતી. ત્યાંનું જરી કામ અને કિનખાપ વખણાય છે. **ભરૂચ** (૭૦૦૦) નર્મદા નદીને કિનારે ભૃગુ-ઋષિના વખતનું ઘણું પુરાતન શહેર છે. તે બંદર હોવાથી ત્યાં વહાણમાં માલ આવે છે. ત્યાં બળીરાજાની ચોરી અને ભૃગુઋષિનું દહેરૂં જોવા લાયક છે. **વડોદરા** શ્રીમંત ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. તેમાં રાજ મહેલ, નજરબાગ, કામાટી બાગ, સંગ્રહસ્થાન (મ્યુઝીયમ), વગેરે જોવા લાયક છે. તેમાં એક આર્ટસની કૉલેજ, ત્રણ હાઇસ્કુલો, એક ગર્લ્સ હાઇસ્કુલ, મેલ અને ફીમેલ ટ્રેનિંગ

કોલેજો અને કળાભવન છે. અહીંની પાઘડીઓ વખણાય છે. **પુના** (૨૧૪૭૯૬) પુના જીલ્લાનું મુખ્ય શહેર છે. તે પહેલાં પેશ્વાની રાજધાની હતી અને હાલ મધ્ય વિભાગના કમીશનરને અને ચોમાસામાં મુંબાઇના ગવર્નર સાહેબને રહેવાનું સ્થળ છે. તે દરિઆની સપાટીથી ૧૮૦૦ ફુટ ઉંચું આવેલું હોવાથી તેની હવા ઘણી સારી છે. તે જી. આઇ. પી. અને મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેનું જંકશન છે. ત્યાં આર્ટની ચાર મહાવિદ્યાલયો, ત્રણ ટ્રેનિંગ કોલજો, અને દસબાર હાઇસ્કુલો છે.

**નાશક** ગોદાવરી પર આવેલું જાત્રાનું સ્થળ છે. ત્યાં તાંબા પીતળનાં વાસણ સારાં થાય છે. **લોનાવલા** અને **દેવલાલી** હવા ખાવાનાં સ્થળ છે. દેવલાલીની હવા ક્ષયના દરદીને માફક આવે છે. તે લશ્કરી છાવણીનું સ્થળ છે.

**મહાબળેશ્વર** પશ્ચિમ ઘાટમાં પાંચ હજાર ફુટની ઉંચાઇએ હવાખાવાનું સ્થળ છે. **પંઢરપુર** જાત્રાનું સ્થળ છે. ત્યાં વીઠોબાની મૂર્તિ છે. **બેલગામ** દક્ષિણ વિભાગનું તથા બેલગામ જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં વાંસ પુષ્કળ થાય છે તેથી તેને **વેણુગ્રામ** પણ કહે છે.



**બિજાપુર** (૩૨૪૮૫)એ જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં અસલ મુસલમાનની રાજધાની હતી. તેમાં સુલતાન મહમદનો રોજો જોવા લાયક છે. તેનો ઘુમટ દુનિયામાં મોટામાં મોટો ઘુમટ છે. તે **ગોળ ઘુમટ**ના નામથી પ્રખ્યાત છે. તેનો વ્યાસ ૧૨૪ ફુટ છે. ત્યાં પહેલાના વખતની એક ૨૮ ઇંચની જુની તોપ છે. તેને "મલિકેમેદાન" કહે છે. **ધારવાડ** (૩૪૭૫૦)એ જીલ્લાનું મુખ્ય

શહેર છે. ત્યાં કર્નાટક કોલેજ નામની મહાવિદ્યાલય છે. તેની પાસે સોનાની ખાણુ હતી. તે કપાસના વેપારનું મથક છે. **રત્નાગિરિ, કારવાર,** અને ગોવા બંદરો છે. **ગોવા** પોર્ટુગીઝના તાબામાં છે. ત્યાં કિનારાનો ઘણો વેપાર થાય છે. **હૈદરાબાદ** (સિંધ) વેપારનું મોટું મથક છે. ત્યાં રૂપાની અને લાખની કારીગરી ઉત્તમ થાય છે. ત્યાંની શેત્રંજીઓ વખણાય છે. **જેકોબાબાદ** આ શહેરમાં આખી દુનિઆ કરતાં વધારેમાં વધારે તાપ પડે છે. **ભુજ** કચ્છના રાજ્યનું મુખ્ય શહેર છે. ત્યાં સોના રૂપાનું નકશી કામ અને કસબ તથા હીરનું ભરત કામ ઉત્તમ થાય છે.

---

# મદ્રાસ ઇલાકો

હિંદુસ્તાનમાં છેક દક્ષિણે આ ઈલાકો આવેલો છે. આ ઇલાકાની ત્રણે બાજુએ પાણી છે. તેનો કિનારો ૧૭૦૦ માઇલ લાંબો છે તેનું ક્ષેત્રફળ દોઢ લાખ ચોરસ માઈલ અને વસ્તી ચાર કરોડ બાસઠ લાખ માણુસની છે; એટલે મુંબાઈ ઈલાકા કરતાં દોઢી છે. આ ઇલાકામાં ચાર ભાષાઓ વપરાય છે તે મદ્રાસની ઉત્તરમાં તેલગુ, દક્ષિણમાં તામિલ, કાનડા મ્હૈસુર અને કર્નાટકમાં કાનડી અને મલબાર કિનારે (કોચીન, ત્રાવણકોરમાં) મલાયમ ભાષા બોલાય છે. પ્રથમ આ ઇલાકામાં તેલંગણ, ચોલ, ચેરા અને વિજયનગર વગેરે દેશી રાજ્યો આવેલાં હતાં.

આ ઈલાકામાં પશ્ચિમઘાટ આગળનો ભાગ ઉચ્ચ પ્રદેશ છે અને પૂર્વ તરફનો ભાગ નીચો છે એટલે તેનો ઢાળ પશ્ચિમથી પૂર્વ તરફનો છે તેથી તેની નદીઓ પશ્ચિમથી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે.

આ ઈલાકો વિષુવવૃત્તની પાસે હોવાથી ત્યાં ગરમી વધારે પડે છે. પણ દરીઓ પાસે હોવાથી ઠંડી અને ગરમી લગભગ સરખી લાગે છે. આ ઈલાકામાં ચોમાસામાં અને શિયાળામાં એમ વરસમાં બે વખત વરસાદ પડે છે.

**પર્વતો**—આ ઇલાકાની પશ્ચિમ સરહદે **પશ્ચિમ ઘાટ** અને પૂર્વના ભાગમાં **પૂર્વઘાટ** આવેલા છે. તે બંન્ને જે જગ્યાએ મળે છે ત્યાં નિલગિરિ પર્વત આવેલો છે. તેમાં ઉટાકામંડ હવા ખાવાનું સ્થળ છે ત્યાં ઇલાકાના ગવરનર સાહેબ ઉનાળામાં રહે છે. (જુઓ પાન ૧૯)

**નદીઓ** ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, પન્નાર, પુલાર અને કાવેરી (જુઓ પાન ૨૦) આ બધી નદીઓ બંગાળાના ઉપસાગરમાં પડે છે. આ નદીઓના મુખ આગળ કાંપ ઠરે છે અને ફળદ્રુપ જમીન થએલી છે. આ નદીઓમાંથી નહેરો કહાડી ખેતીને પાણી પુરૂ પાડે છે.

**પેરીઆર યોજના**—પેરીઆર નદી જે કાર્ડેમમ પર્વતની પશ્ચિમ તરફ વહેતી હતી તે નહેર ખોદી તેનું પાણી પર્વતની પૂર્વ બાજુએ વહેવરાવવાની યોજના કરી છે અને તેનું પાણી ખેતીના ઉપયોગમાં લેવા માંડયું છે જેથી ઘણો ફાયદો થાય તેમ છે.

**સરોવરો**—ચિલકા, કોલર અને પુલીકટ છે. (જુઓ પાન ૨૨)

**પેદાશ**—દરિઆ કિનારે ચોખા થાય છે. તે સિવાય તમાકુ, રાગી, તેલી, બીયાં, શેરડી, રૂ, ગરમ મશાલો અને ગળી થાય છે. નીલગિરિ પર ચા, બુંદ અને સિંકોના (જેમાંથી ક્વીનાઇન નીકળેછે) થાય છે. દરીઆ કિનારે નાળિએરી પુષ્કળ થાય છે. આ ઇલાકામાં લોખંડ, અબરખ અને મેંગેનીઝની ખાણો છે. કેટલીક જગ્યાએથી હીરા તથા સોનું નીકળે છે. ત્રાવણ કોરમાં રબર થાય છે.

**મુખ્ય શહેરો મદ્રાસ,** (૫,૨૩,૦૦૦) આ ઇલાકાની રાજધાનીનું શહેર અને બંદર કોરોમાંડળ કિનારાપર આવેલું છે. આ બંદર કુદરતી નથી પણ કૃત્રિમબાર દરિઆમાં પથ્થરની દિવાલો બાંધીને કરવામાં આવ્યું છે. આ બંદરેથી તમાકુ, ગળી, ચામડાં, તેલીબીયાં તેમજ રૂ પરદેશ ચડે છે. તેમાં એક વિશ્વ વિદ્યાલય છે. ત્યાં રેશમી તથા સુતરાઉ કાપડની મીલો છે. અહીંનું રૂપાની નકશી કામ વખણાય છે. બધા ભાગોમાંથી અહીં સુધી રેલ્વે આવેલી છે.

**મદુરા** (૧૩૪૦૦૦) ઘણું જુનું શહેર છે. તેમાં પહેલાં પાંડ્ય રાજ્યની રાજધાની હતી. તેમાં ઘણાં પ્રાચીન દેવળો આવેલાં છે. ત્યાંની સાડીઓ, કસબી ફેંટા, ખેસ અને પીતળનાં વાસણ વખણાય છે.

**ત્રિચિનાપલ્લી** (૧,૨૨,૦૦૦) કાવેરી નદીના કિનારે આવેલું મોટું શહેર અને લશ્કરી છાવણીનું સ્થળ છે. ત્યાંની ચીરૂટ (બીડીઓ) અને જવાહીરના દાગીના વખણાય છે.

**શ્રીરંગમ** કાવેરી નદીના ટાપુ ઉપર આવેલુ છે. તે રામાનુજ સંપ્રદાયનું જાત્રાનું સ્થળ છે. તેમાં વિષ્ણુનું સુંદર મોટું દહેરૂં છે.

**સાલેમ** આ શહેર પાસે લોખંડની ખાણો છે. ત્યાંનું પોલાદ કામ વખણાય છે. **ઉટાકામંડ** (૮૦૦૦ ફુટ) નીલગિરિ પર હવા ખાવાનું સ્થળ છે. મદ્રાસના ગવર્નર ઉનાળામાં ત્યાં રહે છે. તે કોનુરના સ્ટેશનથી ૧૨ માઇલ દૂર છે.

**કાલીકટ** મલબાર કિનારા ઉપર આવેલું બંદર છે. ઇ. સ. ૧૪૯૨ માં પોર્ટુગીઝના ખુદા વાસ્કો-ડી-ગામા આ બંદરે ઉતર્યા હતા. કેલીકો નામનું કાપડ આ શહેરના નામ ઉપરથી પડેલું છે.

**મછલીપટ્ટણ** કૃષ્ણા નદીના મુખ આગળ બંદર છે.

**વિઝાગાપટ્ટણ** પૂર્વ કિનારા પર બંદર છે. તે શીંગડાંની બનાવેલી પેટીઓને માટે પ્રખ્યાત છે. **કોઇમતુર** કસબી કાપડને માટે પ્રખ્યાત છે.

**મેંગલોર** પશ્ચિમ કિનારે બંદર છે. ત્યાં વિલાયતી નળીયાં બને છે તેને માંગ્લોરી નળીયાં કહે છે જે પ્રસિદ્ધ છે.

**બેટો—રામેશ્વર** છેક દક્ષિણ કિનારે બેટ છે. તે હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે. **તુતિકોરીન** બંદર છે. ત્યાં આગળ મોતી નીકળે છે.

**લક્ષદ્વીપ** પરવાળાંના બેટોનો સમુહ છે. તે મદ્રાસના ગવર્નરને તાબે છે. તેની મુખ્ય પેદાસ અને નિકાસ નાળિએર છે.

# દેશી રાજ્યો.

## (૧) ત્રાવણકોર અને (૨) કોચીન

**ત્રાવણકોર**—આ રાજ્ય મલબાર કિનારે છેક દક્ષિણમાં આવેલું છે. તે ઘણો ફળદ્રુપ પ્રદેશ છે. તેની મુખ્ય પેદાશ ચોખા અને નાળિએર તથા સાગ, એળચી, પીપર, મરી, સુંઠ, અને કોફી છે. મુખ્ય શહેર **ત્રિવેંદ્રમ** (૫૭૦૦૦) રાજધાનીનું શહેર છે. **કોચીન** ત્રાવણકોરની ઉત્તરે નાનું હિંદુ દેશી રાજ્ય છે. તેની જમીન, પેદાશ વગરે ત્રાવણકોરના જેવીજ છે. તેનું મુખ્ય શહેર **અર્નાકોલમ** છે.

# કુર્ગ પ્રાંત.

મ્હેસુરની નૈરૃત્યે આ પહાડી પ્રાંત આવેલો છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ ત્રણ હજાર ચોરસ માઇલ અને વસ્તી દોઢ લાખ માણસની છે. તે બ્રિટિશ સરકારના તાબામાં છે. મ્હેસુરનો રેસિડેન્ટ તે કુર્ગનો ચીફકમીશનર છે. તેમાં મુખ્ય પાક સુંઠ અને એળચી છે. તેનું મુખ્ય શહેર **મર્કેરા** (૭૦૦૦) સમુદ્રની સપાટીથી ૩૮૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે.

# મ્હેસુર.

નિઝામના રાજ્યની દક્ષિણે આ એક દેશી રાજ્ય આવેલું છે. તેમાં અંગ્રેજ સરકાર તરફથી રેસીડેન્ટ રહે છે. તે એક ઉચ્ચ પ્રદેશ છે અહીં વરસાદ લગભગ ૩૦ થી ૫૦ ઇંચ પડે છે. તે ઉપરાંત કાવેરી નદીમાંથો નહેરો કાઢેલી છે એટલે ખેતી સારી થાય છે. નહેરોના પાણીથી ચોખા અને શેરડી પકવે છે. ઉચ્ચ પ્રદેશ હોવાથી ગરમી વધારે લાગતી નથી. લોકો કાનડી ભાષા (કનારસી) બોલે છે.

પેદાશ ચોખા, શેરડી, રાગી (ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક-બંટી જેવી થાય છે) અને કપાસ, જંગલમાં ઇમારતી લાકડું અને સુખડ થાય છે. પહાડો ઉપર કૉફી અને સિંકોના થાય છે. **મુખ્ય ખનિજ**—કોલરની ખાણુમાંથી સોનું નીકળે છે અને કેટલીક જગ્યાએથી મેંગેનીઝ પણ નીકળે છે.

**મુખ્ય શહેર—બાંગલોર**(૨,૩૮,૦૦૦) દરીઆની સપાટીથી ૩૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે તેથી ત્યાંની હવા ઘણી સારી છે ત્યાં વિદ્યાની શોધખોળને માટે **ટાટારીસર્ચ ઈન્સ્ટીટ્યુટ** નામની એક સંસ્થા, અને લશ્કરી છાવણી છે. ત્યાંના મહારાજા અને રેસીડેન્ટ તેમાં રહે છે. તેમાં સુતરાઉ તથા ઉનનાં કપડાં વણવાની મીલો છે.

**મ્હૈસુર**—રાજધાનીનું શહેર છે. ત્યાં રાજાનો મહેલ છે અને તેમાં દરબાર ભરાય છે. **કોલર**માં સોનાની ખાણો છે. તેમાંથી લાખો રૂપીઆનું સોનું નીકળે છે. કાવેરીના ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરી તેનાથી આ કારખાનું ચલાવવામાં આવે છે. **શ્રીરંગ પટ્ટણ** કાવેરી નદીમાં ટાપુપર આવેલું શહેર છે. તે હૈદરઅલીની રાજધાની હતી.

## નિઝામનું રાજ્ય.

વરાડ અને મધ્ય પ્રાંતોની દક્ષિણે દક્ષિણ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં આ હિંદુસ્તાનનું મોટામાં મોટું દેશીરાજ્ય આવેલું છે. આ દેશનું ક્ષેત્રફળ ૮૩૦૦૦ માઇલ છે અને વસ્તી એક કરોડ પાંત્રીસ લાખ માણસની છે. તેમાં ઘણો ભાગ હિંદુ છે. તેઓ મરાઠી, કાનડી અને તેલુગુ ભાષા બોલે છે. મુસલમાનો ઉર્દુ ભાષા વાપરે છે. આ મુસલમાની રાજ્ય છે, અને રાજા નિઝામ કહેવાય છે. મોગલ-રાજાના સુબા નિઝામ-ઉલ-મુલ્કે સ્વતંત્રથઈ રાજ્ય સ્થાપ્યું તેથી તેના રાજાઓ નિઝામ કહેવાય ;છે. આ પ્રદેશ ઉચ્ચ ભૂમિનો છે ને તેનો

ઢાળ પશ્ચિમથી પૂર્વ તરફનો છે. અહીં વરસાદ લગભગ ૩૦ ઇંચ પડે છે અને તેથી ખેતીને પાણી નદીઓમાંથી મળે છે. આ રાજ્યમાં મુખ્ય નદીઓ ગોદાવરી, કૃષ્ણા, ભીમા, અને તુંગભદ્રા છે. અહીંથી બહાર જતો મુખ્ય પાક રૂ છે. તેને માટે મુંબઇ અને વરાડથી ત્રીજે નંબરે આ ભાગ ગણાય છે. તે સિવાય ઘઉં, ચોખા, બાજરી, બંટી, અને તેલીબીયાં થાય છે. ખનિજમાં **કોલસા** અને **લોઢું** છે.

**મુખ્ય શહેર હૈદરાબાદ** (૪,૦૪,૦૦૦) રાજધાનીનું શહેર છે. આ શહેરમાં દરેક જાતના લોકો જોવામાં આવે છે. વસ્તાના પ્રમાણમાં આ શહેર હિંદુસ્તાનમાં ચોથે નંબરે છે. તેમાં ઘણાં સુંદર મકાનો બાંધેલાં છે. **સિકંદરાબાદ**માં લશ્કરી છાવણી છે. **ઔરંગાબાદ, દોલતાબાદ** અને **ગોવળકોંડા** બીજાં શહેરો છે. **અજીંટા** અને **ઇલોરા**માં બૌદ્ધ, જૈન અને હિંદુધર્મની ગુફાઓ (કોતરી કાઢેલાં દેવળો) છે. તેનું રંગીત ચિત્રકામ જોવા લાયક છે. **રાયચુર** મદ્રાસ અને જી. આઇ. પી. રેલ્વેનું જંકશન છે.

## કૃતિ.

૧ દક્ષિણના ભૂપૃષ્ટ તથા વરસાદ સંબંધી હકીકત સમજાવો અને કયા ભાગમાં કેટલો વરસાદ પડે છે તે નકશામાં બતાવો.

૨ સાથેના નકશામાં દક્ષિણના પર્વતો, નદીઓ અને સરોવરો ચિતરી તેમનાં નામ લખો અને મદ્રાસના ગવર્નર સા૦નું ઉનાળામાં હવાખાવાનું સ્થળ કયું છે તે જણાવી તે નામ ત્યાં લખો.

૩ આ દેશની પેદાશ વનસ્પતિ તથા ખનિજનાં નામ જેતે સ્થળે લખો.

૪ મદ્રાસ, મદુરાં, ત્રિચિનાપલ્લી, શ્રીરંગમ, સાલેમ, કાલીકટ, વિઝાગાપટ્ટણ, રામેશ્વર, બાંગલોર, કોલર, મ્હૈસુર, હૈદરાબાદ, અજીંટા, એ નામ નકશામાં યોગ્ય સ્થળે લખો અને તે શાને માટે પ્રખ્યાત છે તે જણાવો.

૫ કુર્ગપ્રાંતની મુખ્ય પેદાશ શી છે તે જણાવો.

# બંગાળા.

(ગંગાનદીના પ્રદેશમાં બંગાળા, આસામ, બિહાર અને ઓરિસા અને સંયુક્ત પ્રાંત આવેલા છે.

આ દેશ ગંગાના મેદાનનો પૂર્વ ભાગ છે, એટલે તેની જમીન સપાટ અને ફળદ્રુપ છે તે ગંગા, બ્રહ્મપુત્રા વગેરે નદીઓએ હિમાલયમાંથી ખેંચી આણેલા કાંપની બનેલી છે. આ ઈલાકાનો દક્ષિણભાગ તે ગંગાનદીના ડેલ્ટાનો પ્રદેશ છે. આ દેશની હવા ગરમ અને ભેજવાળી છે. અહીં વરસાદ પુષ્કળ એટલે બધા: ભાગમાં ૬૦ ઇંચ ઉપરાંત પડે છે, કારણ કે નૈરૃત્યનો મોન્સૂનનો પવન હિમાલય પર્વતને લીધે આગળ જઇ શકતો નથી અને બધો ભેજ અહીં ઠાલવી દે છે તેથી આ દેશમાં વરસાદ વધારે પડે છે. તેમજ હિમાલયમાંથી નદીઓમાં આવતું પાણી નીચી જમીન હોવાથી



બધે પથરાઈ જાય છે તેથી આ દેશ હમેશાં લીલો રહે છે, અને તેમાં ખેતી સારી થાય છે. સમુદ્રકિનારાના ત્રિકોણ પ્રદેશમાં સુંદરી નામનાં ઝાડનાં જંગલો છે તેથી તે સુંદરબનના નામથી ઓળખાય છે.

**પેદાશ**--મુખ્ય પાક ચોખા, શણ, શેરડી, ચાહ, રૂ, અને ગળી છે. દુનિઆમાં થતા **શણનો** મોટો ભાગ એકલા બંગાળામાંજ થાય છે. કારણકે ગંગાનદીના ડેલ્ટામાં દર વર્ષે નવો કાંપ ખેંચાઇ આવે છે તે કાંપ અને ગરમ ભેજવાળી હવા તેને માફક આવે છે. કલકત્તામાં આ શણના કોથળા બનાવવાની મીલો છે જે આખી દુનિઆમાં તેપુરા પાડે છે. આ દેશ ફળદ્રુપ હોવાને લીધે અહીં ઘણી ઘાઢી વસ્તી છે. જે દર સ્કવેર માઈલે ૬૦૦ માણસની ગણાય છે. એટલે દુનિયામાં વધારે ઘીચ વસ્તીવાળો પ્રદેશ આ છે.

**કલકત્તા** (૧૨,૬૩,૦૦૦) આ ઇલાકાની રાજધાની દરિઆથી ૭૦ માઇલ દૂર હુગલી (ગંગા) નદીના મુખ આગળ મોટું બંદર છે. હિંદુસ્તાનમાં પહેલા નંબરનું અને બ્રિટિશ સામ્રાજ્યમાં (લંડન મુકીને) બીજા નંબરનું શહેર છે. સં. ૧૯૧૨ સુધી તે હિંદુસ્તાનનું મુખ્ય શહેર અને વાઈસરોયને રહેવાનું સ્થળ હતું. તેની આસપાસ ગગા નદીની ખીણના સમૃદ્ધ દ્રવ્ય ભૂમિનો પ્રદેશ આવેલો છે. તેથી ત્યાં ઘણો મોટો વેપાર ચાલે છે. તેના નિકાસ ચોખા, શણ, ચા, તેલીબીયાં, અફીણ, ગળી અને ચામડાં છે. તેમાં કાગળ, શણ, સાબુ અને સુતરનાં કારખાનાં છે. તેમાં એક વિશ્વવિદ્યાલય છે. આ શહેરમાં મોટાં સુંદર મકાનો બાંધેલાં છે તેથી તેને "મહેલોનું શહેર" કહે છે. તેની સાથે રેલ્વેથી હિંદુસ્તાનનાં મોટાં શહેરો જોડાએલાં છે. આ શહેરનો હુગલી નદીની જમણી બાજુનો ભાગ **હાવરા** કહેવાય છે.

**ચિતાગોંગ** બીજું સારૂં બંદર છે. આ બંદરેથી આસામનો ચા અને શણ વગેરે પરદેશ ચડે છે. **ઢાકા** બીજું મોટું શહેર શણના પાકના મધ્યમાં આવેલું છે. ત્યાંની મલમલ જુના વખતથી વખણાય છે. **દાર્જીલીંગ** સિકીમ પાસે હવા ખાવાનું સ્થળ છે.

બંગાળાના ગવર્નર ઉનાળામાં ત્યાં હુવા ખાવા જાય છે. ત્યાં ઉત્તમ પ્રકારની ચા થાય છે.

**મુર્શિદાબાદ** મુસલમાનોના વખતમાં તેમની રાજધાનીનું શહેર હતું. ત્યાં તે રેશમી કાપડ અને ગળીના વેપારને માટે પ્રખ્યાત છે. બનકુરા અને રાણીગંજમાં કોલસાની ખાણો છે. ઝરિઆ, રાણીગંજ અન ગિરિધમાં થઈને દરવર્ષે પોણા બે કરોડ ટન કોલસા નીકળે છે જે હિંદુસ્તાનમાં નીકળતા કોલસાનો ૯/૧૦ છે.

**ચંદ્રનગર** ફ્રેન્ચ લોકોનું સંસ્થાન છે. દેશી રાજ્યો—કુચ બિહાર અને **ટિપેરા** દેશી રાજ્યો છે.

## આસામ.

આ પ્રાંત હિંદુસ્તાનની ઇશાન સરહદે આવેલો છે. તે જંગલનો અને પહાડી પ્રદેશ છે. અહીંની હુવા ભેજવાળી છે, અને શિઆળો અને ચોમાસુ એની બેજ ઋતુઓ છે. અહીં વરસાદ પુષ્કળ પડે છે. અને તેમાં ખાસી ડુંગરની દક્ષિણે ચેરાપુંજીમાં તો આખી દુનિઆ કરતાં પણ વધારે લગ ભગ ૫૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. અહીં સીતેર લાખ માણસની વસ્તી છે. ખાસી, ગારો અને જેન્શીઆની ટેકરીઓ બ્રહ્મપુત્રાની ખીણની દક્ષીણે આવેલી છે. તેમાંનો ઘણો ભાગ ફળદ્રુપ છે. ગારોની ટેકરી ઉપર સાલનાં જંગલો આવેલાં છે. લોકો આસામી ભાષા બોલે છે.

**મુખ્ય પેદાશ**—ચા, ચોખા, તેલીબીયાં, ઇમારતી લાકડાં, ઇંડિઆ રબર, શણ, વગેરે છે. ચોખાનો પાક નદીઓની ખીણોમાં અને ચા ટેકરીઓના ઢોળાવ ઉપર સારો થાય છે. **કાચારમાં ચાના** ઘણા બગીચા છે. ખાસીના ડુંગરમાં કોલસાની ખાણો છે.

**મુખ્ય શહેર—સીલહટ** આ પ્રાંતનું મુખ્ય શહેર, વેપારનું મથક અને ગવર્નરને રહેવાનું સ્થળ છે. **શિલોંગ** ઉનાળામાં ગવર્નરને હુવા ખાવાનું સ્થળ છે. ગૌહતી વેપારનું મથક છે. ગૌહત્તીથી શિલોંગ સુધી મોટરો જવાની સડક છે. **મણિપુર** દેશી રાજ્ય છે. તેનું મુખ્ય શહેર **મણિપુર** છે.

# કૃતિ

૧ બંગાળા દેશની જમીનની સ્થિતિ, ત્યાં પડતો વરસાદ, ત્યાંની વસ્તી, અને ત્યાં થતા મુખ્ય પાકનું તથા તેને જોઈતી આબો હવાનું વર્ણન કરો અને તે બધાંને એકબીજા સાથે કેવો સંબંધ છે તે જણાવો.

૨ કલકત્તા, ચિતાગાંગ, ઢાકા, દાર્જીલિંગ મુર્શિદાબાદ, બનકુરા, રાણીગંજ, ચંદ્રનગર, ગૌહત્તી અને શિલાંગ, શહેરો નકશામાં લખો અને તે શાને માટે પ્રખ્યાત છે તે જણાવો.

૩ આસામમાં વધારેમાં વધારે વરસાદ કેટલો અને કયાં પડે છે અને તેનું કારણ શું તે જણાવી તે સ્થળ નકશામાં લખો.

૪ કલકત્તાની દ્રવ્યભૂમિ બતાવો અને તે તથા ચિતાગાંગા બંદરો-એથી કયો માલ પરદેશ જાય છે અને તે કયાંથી આવે છે તે જણાવો.

૫ શણ, ડાંગર, અને ચાને માટે કેવી જમીન તથા કેવાં હવા પાણી જોઈએ તે જણાવી આ પ્રાંતોમાં જે ભાગમાં તે થતાં હોય ત્યાં તેમનાં નામ લખો.

૬ બંગાળા અને આસામમાં જે સ્થળે કોલસાની ખાણો હોય તે સ્થળે નકશામાં કોલસા લખો.

૭ કલકત્તા સાથે દિલ્હી, મુંબાઈ, અને મદ્રાસને જોડનારી કઈ કઈ રેલ્વે છે અને તેમની વચ્ચે કયાં મોટાં શહેરો આવે છે તે જણાવો. મુંબાઈથી કલકત્તાનો ટુંકો રસ્તો કયો છે?



# બહાર અને ઓરિસા.

આ પ્રાંત બંગાળાની પશ્ચિમે આવેલો છે. તે ગંગા નદીના સપાટ મેદાનનો વચલો ભાગ છે. તે ગવર્નરના તાબામાં છે. તેનો ઉત્તર ભાગ ફળદ્રુપ મેદાન છે. દક્ષિણનો ભાગ જે છોટા નાગપુર અને ઓરિસા છે તે ઉચ્ચ પ્રદેશ છે. તે બેથી અઢી હજાર ફુટ ઉંચો છે અને તેમાં સાલ નામનાં કિમતી ઝાડોનાં જંગલો આવેલાં છે. ત્યાંના જંગલોમાં સંતાલ નામની જંગલી જાતના લોકો વસે છે. તેમનો મુખ્ય ધંધો ઝાડોમાંથી લાખ એકઠી કરવાનો છે. મહા નદીનો ડેલ્ટા પણ ફળદ્રુપ છે. અહીં ઉનાળામાં વધારે ગરમી અને શિઆળામાં વધારે ઠંડી પડે છે. વરસાદ પણ સારો પડે છે. ફળદ્રુપ જમીન હોવાથી વસ્તી ઘાડી છે. બહારમાં બિહારી અને હિંદી અને ઓરિસામાં ઉર્ય ભાષા બોલાય છે.

આ પ્રદેશમાં થઇને ગંગા નદી વહે છે અને તેને ગંડકી અને શોણ મળે છે. દક્ષિણમાં મહા નદી આવેલી છે તેના મુખ આગળ નહેરો કહાડેલી છે તેને ઓરિસાની નહેરો કહે છે.

**પેદાશ**–મુખ્ય પાક ચોખા, શેરડી, અફીણ અને ગળી છે. તે સિવાય કઠોળ, તેલીબીયાં તથા બીજું અનાજ પણ થાય છે.

**ખનીજ**–ત્યાં સુરોખાર, કોલસા, અને અબરખ, પુષ્કળ નીકળે છે. સીનભમમાં લોઢું અને તાંબાની ખાણો છે. ચિલકા સરોવર અને ઓરિસાને કિનારે મીઠું પાકે છે.

**મુખ્ય શહેર**—**પટણા** (૧,૨૦,૦૦૦), બહાર પ્રાંતનું મુખ્ય શહેર સોન, ઘોગરા અને ગંડકીના સંગમ પાસે છે તે પ્રથમ મગધ દેશની રાજધાની પાટલી પુત્ર હતું. તેમાં સરકારની દેખરેખ નીચે અફીણ બનાવવામાં આવે છે. **દરભંગા** અને **પુરલીઆ** વેપારનાં મથક છે. મોંગીર, ભાગલપુર અને બાંકીપુર ગંગા નદી ઉપરનાં બંદરો છે.




ગયા ( ૬૮૦૦૦ ),-હિંદુઓનુ અને બૌદ્ધનું મોટું જાત્રાનું સ્થળ છે. હિંદુઓ અહીં પિતૃશ્રાદ્ધ કરે છે. આ શહેરમાં પીપળાના ઝાડ નીચે ગૌતમ બુદ્ધને જ્ઞાન થયું હતું.

કટક— ઓરિસાનું મુખ્ય શહેર અને વેપારનું સ્થળ છે.

**પુરી-જગન્નાથ પુરી** (૪૯૦૦૦),-ઓરિસાના કિનારા ઉપર જાત્રાનું મોટું ધામ છે, તેમાં જગન્નાથજીનું મંદિર છે અને તેનો પ્રસાદ લેવામાં જાતિભેદ ગણવામાં આવતો નથી.

**બાલાસોર**-પહેલાં પ્રખ્યાત શહેર હતું.

**હજારી બાગ**-છોટા નાગપુરમાં આવેલું છે તેમાં અબરખની અને **ઝરીઆ** તથા **ગીરીધમાં** કોલસાની ખાણો છે. **દોલતગંજ**

પાસેથી પણ થોડા કોલસા નીકળે છે. **સાકચી** પાસે **જમશેદપુર** નવું ગામ વસ્યું છે. ત્યાં જમસેદજી ટાટાનું મોટું લોખંડનું કારખાનું છે. આ કારખાનાને લીધે હજારો લોકો ત્યાં આવી જમશેદજીના નામ પરથી જમશેદપુર ગામ વસાવી ત્યાં રહ્યા છે. **રાંચી** (૨૬૦૦૦) છોટાનાગપુરનું મુખ્ય શહેર છે. તેની આસ પાસ કોલસાની પુષ્કળ ખાણો છે. આ પ્રાંતના ગવરનર ઉનાળામાં અહીં રહે છે. ( હવા ખાવાનું સ્થળ છે. )

**દેશી રાજ્ય-સિકિમ** નેપાળ અને ભુતાનની વચ્ચે આવેલું એક નાનું દેશી રાજ્ય છે. આ રાજ્યમાં થઈને ટિબેટમાં જવાનો રસ્તો છે. અને તે રસ્તે હિંદુસ્તાન અને ટિબેટનો વેપાર ચાલે છે. આ રાજ્ય અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. **પેદાશ**—એલચી, જંગલની પેદાશ અને તેલી બીયાં છે. અહીંનાં ટટ્ટુ અને ઘેટાં વખણાય છે.

## કૃતિ.

૧ બિહાર, ઓરિસા અને છોટા નાગપુરની પેદાશ તથા ખનિજ હોય તે જે તે સ્થળે લખો.

૨ પટણા, ગયા, કટક, જગન્નાથપુરી, હજારી બાગ, ઝરીઆ, દોલતગંજ, જમસેદપુર અને રાંચી શહેરોનાં નામ નકશામાં લખો, અને તે સંબંધી જે જાણવા જેવી હકીકત હોય તે જણાવો.

૩ જમસેદપુરની આબાદીનાં કારણો આપો.

૪ ટાટાના લોખંડના કારખાનાને આ ભાગમાં કહાડવામાં કઈ કઈ જાતની અનુકુળતાઓ મળી તે જણાવો.

૫ આ પ્રાંતના ગવર્નર સા૦ ઉનાળામાં કયા સ્થળે રહે છે તે જણાવી તે નામ નકશામાં લખો.

૬ હિંદુઓનાં જાત્રાનાં સ્થળો કયાં કયાં છે તે જણાવી તેમનાં નામ નકશામાં લખો.

# આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો.

આ પ્રાંત ગંગાનદીના સપાટ મેદાનનો પશ્ચિમ ભાગ છે. આ પ્રદેશ ફળદ્રુપ અને ઘીચ વસ્તીવાળો છે તેનો ઉપરી ગવર્નર છે. આ પ્રાંતનો ઉત્તરભાગ તેરાઇનાં જંગલવાળો છે જેની હવા રોગીષ્ટ છે. તે સિવાયનો ભાગ ફળદ્રુપ સપાટ મેદાન છે. હવા ઠંડી અને સારી છે, અને ખેતીને તથા વસ્તીને અનુકુળ છે. ઉનાળામાં તાપ વધારે ને શિઆળામાં ઠંડી વધારે પડે છે. આ પ્રાંતના પશ્ચિમ ભાગમાં જમના અને ગંગા નદીમાંથી પુષ્કળ નહેરો કહાડવામાં આવી છે. અને તેથી તે ભાગમાં ખેતી સારી થાય છે. અહીં હિંદી ભાષા બોલાય છે.

**મુખ્ય પાક**—આ પ્રાંતમાં **શેરડી** અને ઘઉં પુષ્કળ થાય છે. તે ઉપરાંત બાજરી, ડાંગેર, કપાસ, ગળી, અફીણ, તેલીબીયાં અને ચા થાય છે.

આ પ્રાંતનો ખેતી સિવાય મુખ્ય ધંધો તાંબા પીતળનાં વાસણ, ચામડાંની વસ્તુઓ, અને રેશમી તથા ઉનનાં કપડાં બનાવવાનો છે.

આ પ્રાંતમાં રેલ્વેના ઘણા ફાંટા આવેલા છે તેમજ હિંદુઓનાં જાત્રાનાં ધામ અને મોટાં શહેરો ઘણાં આવેલાં છે. **હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ** અને **ગંગોત્રી** જાત્રાનાં પવિત્ર સ્થળો આવેલાં છે.

**મુખ્ય શહેરો—અલાહાબાદ** (પ્રયાગ) (૧,૫૮,૦૦૦) સંયુક્તપ્રાંતનું મુખ્ય શહેર ગંગા, જમના, અને સરસ્વતી નદીના સંગમ ઉપર આવેલું છે. આ ત્રણ નદીઓના સંગમનું સ્થળ **ત્રિવેણી સંગમ** હિંદુઓનું ઘણુંજ પવિત્ર સ્થળ અને જાત્રાનું ધામ ગણાય છે. તેનું મૂળનામ **પ્રયાગ** છે. આ પ્રાંતના ગવર્નર અહીં રહે છે. તેમાં એક વિશ્વવિદ્યાલય ( યુનિવર્સિટિ ) છે.




આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

**બનારસ કાશી** (૨,૦૦,૦૦૦) ગંગા નદીને કિનારે આવેલું છે. હિંદુઓનું તે મોટું જાત્રાનું ધામ છે. નદીને કિનારે કાશી વિશ્વેશ્વરનું દહેરૂં છે. ત્યાંનાં પીતળનાં વાસણ અને જરી કામ વખણાય છે. તેમાં હિંદુ યુનિવર્સિટીની મોટી પાઠશાળા છે.

કાનપુર-(૨,૧૩,૦૦૦),-ગંગા નદીને કિનારે આવેલું ચાલુ જમાનામાં ઉદ્યોગોને લીધે વિકાસ પામેલું શહેર છે. તેમાં સુતર, ઉન અને શણની મીલો છે. અને ચામડાંની વસ્તુઓ બનાવવાનાં અને તંબુ તથા સાકર બનાવવાનાં કારખાનાં છે. તે રેલ્વેનું મોટું જંકશન છે. અને વેપારનું મોટું મથક છે.



કાશીનો દેખાવ (કાશીવીશ્વેશ્વરનું દહેરૂં)



આગ્રાનો તાજ મહાલ.

**આગ્રા**-(૧,૮૯,૦૦૦ જમના નદીને કિનારે આવેલું જુનું શહેર છે. પહેલાં તેમાં મોગલ બાદશાહોની રાજધાની હતી. તેમાં ઘણાં સુંદર મકાનો આવેલાં છે. અહીં શાહાંજહાંને તાજ મહાલ નામેનું મકાન બંધાવેલું છે તે દુનિયાનાં સુંદરમાં સુંદર અને પ્રખ્યાત મકાનોમાંનું એક છે. ત્યાં આરસની વસ્તુઓ સારી થાય છે.

**હરદ્વાર**-ગંગા નદી આ પ્રાંતમાં દાખલ થાય છે તે સ્થળે આવેલું પવિત્ર ધામ છે. **મથુરાં**-(૬૦,૦૦૦) શ્રી કૃષ્ણની જન્મભૂમિ માટે, તેની પાસે આવેલાં **ગોકુળમાં** શ્રી કૃષ્ણ રહેલા તેને માટે અને **વૃંદાવન** (તુળશીનુંવન) તેમાં શ્રી કૃષ્ણે વિહાર કરેલો તેને માટે પવિત્ર જાત્રાનાં સ્થળો છે. **અયોધ્યા** જુનું શહેર છે. રામચંદ્રજી અહીં રાજ્ય કરતા હતા એમ મનાય છે.

**નૈનિતાલ** તેજ નામના સુંદર સરોવર ઉપર આવેલું હવાખાવાનું સ્થળ છે. તે દરિયાની સપાટીથી સાડા છ હજાર ફુટ ઉચું છે. ઉનાળામાં આ પ્રાંતના ગવર્નર અહીં રહે છે. **મસુરી**-ઉત્તરમાં હવાખાવાનું સ્થળ છે.

**દહેરાદુન**-(૨૮,૦૦૦) હવાખાવાનું સ્થળ છે. તેમાં જંગલ ખાતાની મોટી કૉલેજ છે. તે ચાના બગીચાને માટે પ્રખ્યાત છે. **રૂરકી** હરદ્વાર પાસે આવેલું છે તેમાં એન્જીનિયરીંગ કૉલેજ છે. **અલીગઢ** (૬૫૦૦૦)-મુસલમાનની મોટી કૉલેજ છે.

**મિરજાપુર**—શેત્રંજી અને ગાલીચા ને માટે અને લાખ તથા પીતળનાં પત્રાં બનાવવાને માટે પ્રખ્યાત છે.

**ગાજીપુર**—ગુલાબનું અત્તર, ગુલાબ જળ અને **અફીણના** વેપારને માટે પ્રખ્યાત છે.

**મિરત, બરેલી** અને **ફૈઝાબાદમાં** લશ્કરી છાવણી છે. બરેલીમાં ખાંડ બનાવવાનાં કારખાનાં છે.

**લખનૌ**—(૨,૪૪,૦૦૦) અયોધ્યા પ્રાંતમાં મોટું શહેર છે. તે પ્રથમ અયોધ્યાના નવાબનો રાજધાની હતું. **ઝાંસી** મોટું શહેર છે.

દેશીરાજ્ય—**રામપુર** નામનું મુસલમાની દેશીરાજ્ય છે. તેનું મુખ્ય શહેર **રામપુર** છે. ત્યાંનાં ખેસ દુપટ્ટા અને ચાદર વખણાય છે. બીજું દેશી રાજ્ય **ગઢવાલનું** છે. તેનું મુખ્ય શહેર **તરી** છે.

## કૃતિ.

૧ સંયુક્ત પ્રાંતમાં મુખ્ય પેદાશ કઈ છે તે જણાવો અને તેમાં કયા ભાગમાં નહેરો છે તથા ત્યાં નહેરોની શા માટે જરૂર છે. તે જણાવો.

૨ હિંદુસ્તાનના બધા ભાગ કરતાં આ ભાગમાં મોટાં વધારે શહેરો આવેલાં છે તેનું કારણ શું ?

૩ આ પ્રાંતમાં જાત્રાનાં સ્થળો તથા હવાખાવાનાં સ્થળો કયાં કયાં છે તે જણાવી તે નામો નકશામાં લખો.

૪ કાનપુર, આગ્રા, દહેરાદુન, રૂરકી, અલીગઢ, મિરજાપુર, ગાજીપુર, મિરત, બરેલી, ફૈઝાબાદ, અને લખનૌ શહેરોનાં નામ નકશામાં લખો અને તે શાને માટે પ્રખ્યાત છે તે જણાવો.

૫ આ પ્રાંતનાં તમે નકશામાં લખેલાં મોટાં શહેરોને રેલ્વેથી જોડીદો.

૬ આ પ્રાંતમાં કયા કયા ઉદ્યોગો ચાલે છે અને તે કયાં છે તે જણાવો.

# મધ્ય પ્રાંત અને વરાડ.

આ પ્રાંત હિંદુસ્તાનના મધ્ય ભાગમાં આવેલો છે. તે ગવર્નરના તાબામાં છે. આ પ્રાંતમાં વિંધ્યાચળ અને સાતપુડા પર્વતો અને તેના ફાંટાઓ આવેલા છે. તેમજ તેનો બીજો કેટલોક ભાગ ઉચ્ચ પ્રદેશ છે તેથી ગરમી વધારે લાગતી નથી. પણ મેદાનમાં તાપ સખત લાગે છે. વરસાદ સારો (લગભગ ૫૦ ઈંચ) પડે છે. વરાડનો ઉચ્ચ પ્રદેશ કાળી જમીનનો હોવાથી ફળદ્રુપ છે અને તેમાં ઉંચા પ્રકારનું રૂ અને ઘઉં પુષ્કળ થાય છે. વળી આ પ્રાંતમાં નર્મદા, તાપી, વર્ધા, પેન ગંગા, વેન ગંગા અને મહાનદી વગેરે નદીઓ આવેલી છે. અહીંના જંગલોમાં સાગ, સાલ, લાખ અને રેશમ થાય છે. મુખ્ય પાક ઘઉં, ડાંગર, કપાસ, અને તેલી બીયાં છે.

આ પ્રાંતમાં રેશમી તથા જરીનાં કપડાં વણવાનો ઉદ્યોગ સારો છે. સુતરની મીલો પણ ઘણી છે.

**ખનિજ**—લોખંડ અને કોલસા છે. નાગપુરની દક્ષિણે વરોરામાં કોલસાની ખાણો છે.

**મુખ્ય શહેર**-**નાગપુર** (૧,૫૦,૦૦૦) મધ્ય પ્રાંતની રાજધાની અને વેપારનું મોટું મથક છે. તેમાં સુતરાઉ કાપડની ઘણી મીલો છે. અહીંના રેશમી ધોતીજોટા વખણાય છે. તે મુંબાઇથી કલકત્તા જતાં મોટું સ્ટેશન છે.

**બુરાનપુર** (૩૩,૦૦૦) તાપી નદીના કિનારે મોટું શહેર છે. તે રેશમી અને કસબી કાપડને માટે પ્રખ્યાત છે.

**જબલપુર** (૧,૦૯,૦૦૦) જી. આઈ. પી. રેલ્વેમાં જંકશન અને વેપારનું મથક છે. તેની પાસે અમરકંટક પર્વતમાં આરસપાણનો ડુંગર આવેલો છે.

મધ્ય પ્રાંત અને
મધ્ય હિંદ એજન્સિ.

**પંચમઢી**–મહાદેવની ટેકરી ઉપર ૩૫૦૦ ફુટની ઉંચાઈએ હવાખાવાનું સ્થળ છે. અહીંના ગવર્નર ઉનાળામાં ત્યાં રહે છે.

**અકોલા** અને **ઉમરાવતી** વરાડમાં રૂના વેપારનાં મોટાં મથકો છે. **વર્ધા, વરોરા** અને **ચાંદા** વર્ધા નદીના ખીણમાં આવેલાં વેપારનાં મથકો છે.

# મધ્યહિંદ એજન્સ.

મધ્ય પ્રાંતની ઉત્તરે આ એજન્સિ આવેલી છે. તેના ઉપરી અમલદારને એજંટ ટુ ધી ગવર્નરજનરલ કહે છે. તેમાં લગભગ ૧૫૦ દેશી રાજ્યો આવેલાં છે. અહીં લોકો હિંદી ભાષા બોલે છે. આ દેશનો પૂર્વ ભાગ બુંદેલખંડ કહેવાય છે તેમાં પન્નાના રાજ્યમાંથી હીરા નીકળતા હતા અને પૂર્વ સરહદે કોલસા નીકળે છે. આ એજન્સિની જમીન ફળદ્રુપ છે. અને વરાસદ સારો (૪૦ થી ૫૦ ઇંચ) પડે છે. અહીંની **મુખ્ય પેદાશ**—ઘઉં, બાજરી, તમાકુ, અફીણ, કપાસ અને શેરડી છે.

મુખ્ય રાજ્યો ગ્વાલીઅર, ઇંદોર, ભોપાળ, છે. તે શિવાય રેવા, ધાર, રતલામ, પન્ના, અને તહેરી વગેરે નાંનાં રાજ્યો છે.

ગ્વાલીઅર હાલ ગવર્નરજનરલના તાબામાં છે તેના રાજા સિંધિઆ કહેવાય છે.

**મુખ્ય શહેરો**-ગ્વાલીઅર(૭૭૦૦૦) સિંધિઆ સરકારની રાજ્યધાની છે. તેનું બીજું નામ લશ્કર છે. રાજાનો મહેલ જોવા લાયક છે.

**ઉજ્જૈન**—હિંદુઓનું જાત્રાનું સ્થળ છે, તે ગ્વાલીઅરના રાજાના તાબામાં છે. હિંદુસ્તાનના ખગોળ શાસ્ત્રી પહેલું રેખાંશ વૃત આ શહેરથી ગણે છે.

**ઇંદોર**—(૯૨૦૦૦), ત્યાંના રાજા હોલકરની રાજધાનીનું શહેર અને આ એજન્સીનું મુખ્ય શહેર છે. એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ તેમાં રહે છે. તેમાં એક રાજકુમાર કોલેજ છે.

**ભોપાળ**—મુસલમાની રાજ્ય છે. તેની રાજ્યધાનીનું શહેર ભોપાળ છે. ત્યાં બેગમ રાજ્ય કરે છે.

## કૃતિ.

૧ મધ્ય પ્રાંતો અને મધ્ય હિંદ એજન્સિની મુખ્ય પેદાશ અને ખનિજ શી છે તે જણાવી નકશામાં લખો.

૨ વરાડ પ્રાંતની જમીન અને પાક સમ્બંધીની હકીકત જણાવો.

૩ આ પ્રાંતની જંગલોની પેદાશ કઈ છે તે તથા લોકોનો ખેતી સિવાય બીજો ઉદ્યોગ શું છે તે જણાવો.

૪ નાગપુર, બુરાનપુર, જબલપુર, પંચમઢી, કટની, ખંડવા, વરોરા, ચાંદા, વર્ધા, ઉમરાવતી, શહેરોનાં નામ નકશામાં લખો અને તે શાને માટે પ્રખ્યાત છે તે જણાવો.

૫ મધ્ય હિંદ એજન્સિમાં આવેલાં મુખ્ય રાજ્યો ક્યાં ક્યાં છે તેનાં નામ નકશામાં લખો.

# રજપુતાના (એજન્સિ)

( રજપુતાના, દિલ્હી, પંજાબ ( અને સિંધ ) સિંધુ નદીના પ્રદેશમાં આવેલા દેશો છે. )

આ પ્રદેશ પંજાબની દક્ષિણે આવેલો છે. તેનો વાયવ્યમાંનો કેટલોક ભાગ રણનો પ્રદેશ છે. વચ્ચે અરવલ્લી પર્વત આવેલો છે. અને બાકીનો ભાગ માળવાના ઉચ્ચ પ્રદેશ પૈકીનો છે જે ઘણો ફળદ્રુપ છે. અહીં થરના રણને લીધે હવા ગરમ રહે છે. અને વરસાદ ઘણો થોડો પડે છે. આ એજન્સિમાં ૨૦ રાજ્યો આવેલાં છે તે પૈકી એક મુસલમાની રાજ્ય છે. આ એજન્સિના ઉપરી એજન્ટ ટુધી ગવર્નર જનરલ છે તે અજમેરમાં રહે છે. અને ઉનાળામાં અરવલ્લીની દક્ષિણમાં તેનું શિખર આબુ (૫૬૫૦) હવા ખાવાનું સ્થળ છે ત્યાં રહે છે. આ પ્રદેશમાં મુખ્ય જનાવર ઉંટ છે. તેનાથી બધો વ્યવહાર ચાલે છે. મુખ્ય પાક બાજરી ઘઉં અને મકાઇ છે. ઘણા લોકો ઢોર ઉપર નીભાવ કરે છે. ફળદ્રુપ જમીનમાં અફીણ, શેરડી, કપાસ વગેરે થાય છે. જયપુર પાસે સાંભર સરોવર ખારા પાણીનું સરોવર છે. તેમાંથી લાખો રૂપીઆનું મીઠું પકવવામાં આવે છે.

**મુખ્ય રાજ્યો**—**જોધપુર** અથવા **મારવાડનું** મોટામાં મોટું રાજ્ય પશ્ચિમ તરફ આવેલું છે. તેનું મુખ્ય શહેર **જોધપુર** (૭૩,૦૦૦) છે. (૨) **ઉદેપુર** અથવા મેવાડના રાજ્યની રાજધાની ઉદેપુર છે. ત્યાં રાજાઓ એ પોતાની કુંવરી મુસલમાનને નહી આપેલી હોવાથી તેઓ ઉંચા ગણાય છે. આ રાજ્યની જુની રાજધાની **ચિતોડ** છે જેનો કિલ્લો પ્રસિદ્ધ છે. તેની પાસે વૈષ્ણવોનું જાત્રાનું ધામ **શ્રી નાથજી** આવેલું છે. ચિતોડ પાસે **એકલીંગજીનું** દહેરૂં છે. (૩) **જયપુરનું** રાજ્ય તેનું મુખ્ય શહેર **જયપુર** છે. (૧,૨૦,૦૦૦) છે. આ શહેરમાં એક સરખા પહોળા રસ્તા અને મકાનો સરખાં બાંધેલાં છે. તે હિંદુસ્તાનનું "પારિસ" ગણાય (૪) **બિકાનેરનું** રાજ્ય તેની રાજધાની બિકાનેર (૭૯,૦૦૦) છે. આ રાજયમાં ઉંટની લશ્કરી ટુકડીઓ છે. તે સિવાય જેસલમીર, ભરતપુર વગેરે બીજાં નાનાં રાજ્યો છે

---

# અજમેર—મ્હેરવાડા.

રજપુતાના એજન્સિના મધ્યમાં આ બ્રિટિશ સરકારનો નાનો પ્રાંત આવેલો છે. તેમાં તેની વસ્તી લગભગ પાંચ લાખ માણસની છે. તેમાં અજમેર અને મ્હેરવાડા એવા બે ભાગ છે. તેના ઉપરી ચીફ કમિશનર છે જે એજન્સિના એજંટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે, અને તે અજમેરમાં રહે છે.

**મુખ્ય શહેર**—**અજમેર** (૧,૧૪,૦૦૦) આ પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં એજન્સિના એજન્ટ ટુધ ગવર્નર જનરલ અને આ પ્રાંતના ચીફ કમિશનર રહે છે. તેમાં ખાજા પીર સાહેબની દરગાહ છે ત્યાં મુસલમાનોનો મેળો ભરાય છે. તેમાં એક રાજકુમાર કોલેજ છે. અજમેરની પાસે પુષ્કરજીમાં બ્રહ્માની મૂર્તિ છે. તે હિંદુઓનું જાત્રાનું સ્થળ છે.

# દિલ્હી પ્રાંત.

ઈ. સ. ૧૯૧૨ માં દિલ્હી શહેરને હિંદુસ્તાનની રાજધાની બનાવ્યું તે વખતે આ નવો પ્રાંત બનાવવામાં આવ્યો. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૫૫૭ ચો. માઇલ એટલે ખેડા જીલ્લાના ત્રીજા ભાગ જેટલું છે. અને વસ્તી લગભગ પોણા પાંચ લાખ માણસની છે. સિંધુ અને ગંગા નદીનાં મેદાનો વચ્ચે તે એક દરવાજા (gate) રૂપે આવી રહેલો છે.



કુતુબ મિનારો, દિલ્હી.

**મુખ્ય શહેર-દિલ્હી** (૩,૦૩,૦૦૦) ઈ. સ. ૧૯૧૨ થી હિંદુસ્તાનની રાજધાનીનું શહેર જમના નદીને કિનારે આવેલું છે. તે જુનામાં જુનું શહેર છે. જુના વખતમાં પણ તે હિંદુ, મુસલમાન બાદશાહોની રાજધાની હતું. પાંડવોના વખતમાં તે હસ્તિનાપુરના નામથી ઓળખાતું હતું. ગવરનર જનરલ (વાઇસરોય) અહીં રહેછે. આ શહેર દેશના મધ્યભાગમાં આવી રેલ્વેનું મોટું જંકશન છે. કલકત્તા, મુંબાઈ અને કરાંચી અહીંથી લગભગ સરખા અંતરે આવી રેલ્વેથી જોડાયાં છે. તેમાં ઘણી જુની ઈમારતો જોવા લાયક છે. તેમાં જુમા મસજીદ, કુતુબ મિનારો, (૨૩૭ ફુટ ઉંચો) અને બાદશાહી મહેલો પ્રખ્યાત છે. અહીંની શેતરંજી તથા માટીનાં વાસણ વખણાય છે.

# પંજાબ.

આ દેશ કાશ્મીરની દક્ષિણે અને રજપુતાનાની ઉત્તરે આવેલો છે. ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ અને સતલજ આ પાંચ નદીઓ ત્યાં વહે છે. તેથી તેનું નામ પંજાબ (પંચ-પાંચ; આબ-પાણી) પડયું છે. આ પ્રાંત ગવર્નરના તાબામાં છે. શીખ લોકોનું મૂળસ્થાન પંજાબ છે. તેઓ શીખ ધર્મ પાળે છે. અહીંની ભાષા પંજાબી અને હિંદી છે. હવા સુકી છે અને શિયાળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમી લાગે છે.

આ પ્રાંતમાં વરસાદ ઓછો પડે છે અને તેથી નદીઓમાંથી પુષ્કળ નહેરો બાંધવામાં આવી છે. આટલી બધી નહેરો બીજા કોઈ દેશમાં નથી. આ પ્રાંતની જમીન સપાટ અને પોચી છે. એટલે નહેરો ઘણી સહેલાઇથી નીકળે છે. અને નદીઓમાં પર્વત ઉપરથી ચોમાસાના વરસાદનું તેમજ ઉનાળામાં બરફ ઓગળીને પુષ્કળ પાણી આવે છે. તેથી આ નહેરોને લીધે ખેતી સારી થાય છે. તેનો મુખ્ય પાક **ઘઉં** છે. જે કરાંચી થઇને ઇંગ્લાંડ જાય છે. કાંગરાની ખીણમાં **ચા** પુષ્કળ થાય છે. તે સિવાય ડાંગર, બાજરી, મકાઇ, તેલીબીયાં, કપાસ, વગેરે થોડા પ્રમાણમાં થાય છે. મુલતાનમાં **રેશમ** થાય છે. સોલ્ટ રેન્જ નામનો મીઠાનો ડુંગર સિંધુ અને ઝેલમ નદી વચ્ચે આવેલો છે તેમાંથી **મીઠું** (સિંધવ) ખોદી કહાડવામાં આવે છે. કાલા બાગ આગળથી **ફટકડી** નીકળે છે. **કોલસા** પણ નીકળે છે.

**મુખ્ય શહેરો**—**લાહોર**(૨,૮૦,૦૦૦) આ પ્રાંતની રાજધાનીનું શહેર રાવી નદી ઉપર આવેલું છે. તે રેલ્વેનું જંકશન છે અને પંજાબ યુનિવર્સિટિનું સ્થળ છે. તેમાં સોનેરી અને રૂપેરી લેસનું કામ સારૂ થાય છે. તે લગભગ છેલાં ૩૦ વર્ષમાં ભાગી પડેલું ફરી વીકાસ પામ્યું.



અમૃતસરનું સુવર્ણ મંદિર.

**અમૃતસર** (૧,૬૦,૦૦૦)-એનો અર્થ ( અમૃત=અમર×સર=સરોવર ) અમર સરોવર થાય છે. તે અમૃતસર નામના તળાવની આસપાસ બંધાવેલું છે. શીખ લોકોનું જાત્રાનું ધામ છે. તેમાં શીખોનું સુવર્ણ મંદિર ( ગોલ્ડન ટેમ્પલ ) છે. તે શાલ ગાલીચા, તથા રેશમી અને સુતરેલ કપડાંને માટે પ્રખ્યાત છે. તે કાશ્મીર, અને અફઘાનિસ્તાનના હિંદુસ્તાન સાથેના વેપારના માર્ગમાં આવેલું હોવાથી તે મોટું શહેર અને વેપારનું મથક બનેલું છે. તેમાં લશ્કરી છાવણી છે.

**મુલતાન** (૮૬,૦૦૦)—લશ્કરી છાવણીનું સ્થળ અને વેપારનું મથક છે. આ શહેર કરાંચી રેલ્વેના રસ્તામાં આવેલું હોવાથી તેની આસપાસથી રૂ, ઘઉં, ઉન વગેરે ઉઘરાવી કરાંચી બંદરે મોકલવામાં આવે છે. **રાવલપીંડી, અંબાલા, મીયાનમીર, શિઆલકોટ**માં લશ્કરી છાવણી છે. વળી ત્યાં ક્રિકેટ રમવાનાં બેટ સારાં બને છે. **લુધિઆણા**-લશ્કરી છાવણી છે. ત્યાંની શાલ, પશ્મા કપડું અને પાઘડીઓ વખણાય છે.

**સીમલા**-(૭૨૦૦૦ ફુટ ઉચું) હવાખાવાનું સ્થળ છે. ઉનાળામાં વાઈસરોય અહીં રહે છે. તે રેલ્વેનું સ્ટેશન છે અને દિલ્હીથી અંબાલા થઈને ત્યાં જવાય છે. તેની પાસે **કસાવલી**—હડકાએલા જનાવરો કરડેલા દરદીના દવાખાનાને માટે પ્રખ્યાત છે.

**મરી**—હવાખાવાનું સ્થળ છે રાવળપીંડીથી મોટરમાં ત્યાં જવાય છે.

# કાશ્મીર.

કાશ્મીરનું એક મોટું મિત્ર દેશી રાજ્ય હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે. આ દેશ એક ખીણનો પહાડી પ્રદેશ છે. તે લગભગ ૪૦૦ માઇલ પહોળો છે. તેના પહાડોના શિખરો ઉપર અને નદીઓમાં કેટલીક જગ્યાએ બરફ રહે છે. ઉત્તરે આવેલા કારા કોરમ પર્વતનું મુખ્ય શિખર ગોડવિન ઓસ્ટિન ( ૨૫૦૦૦ ) છે. જે દુનિયાનાં ઉચાં શિખરોમાં બીજે નંબરે છે. આ પર્વતમાં લેહથી ટિબેટ જવાને કારા કોરમ ઘાટ આવેલો છે. મધ્યમાં કાશ્મીરની ખીણથી જાણીતો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. આ રળીઆમણી ખીણ લગભગ ૫૦૦૦ ફુટ ઉંચી, ૧૦૦ માઇલ લાંબી અને અને ૨૫ માઇલ પહોળી છે. તે બારે માસ લીલોતરી વાળી રહે છે અને તેમાં અનાજ અને ફળો સારાં થાય છે. ત્યાંનું કેસર અને ગુલાબનું અત્તર વખણાય છે ત્યાં ડુંગર તરફ ઘાસનાં મેદાનો છે તેમાં ઉત્તમ જાતનાં બકરાંની

પેદાશ ઘણી સારી છે. તેમના ઉનની **શાલો,** અને પટ્ટુ–હાથવણાટનાં સારાં થાય છે. વળી અહીંની શેત્રંજીઓ પણ વખણાય છે.

અહીં ૩૦ લાખ માણસની વસ્તી છે. તેમાં પોણો ભાગ મુસલમાન છે. અહીંના લોકો ગોરા અને ખુબસુરત છે. અહીંનો રાજા ડોંગરા રજપૂત છે. અને ત્યાં અંગ્રેજ સરકાર તરફથી રેસીડન્ટ રહે છે.

**મુખ્ય શહેર**---**શ્રીનગર** સુંદર રાજધાનીનું શહેર ઝેલમ નદી ઉપર આવેલું છે. આ નદી શહેરની વચ્ચે થઇને વહે છે અને તેના રસ્તા અને શેરીઓમાં પાણીની નહેરો છે તેથી ત્યાં જવર અવર હોડીઓમાં બેશી ને થાય છે. કાશ્મીરના માહારાજા અને રેસિડેન્ટ તેમાં રહે છે. **જામ્મુ** શહેરમાં મોટી પાઠશાળા છે. કાશ્મીરના મહારાજા શિઆળામાં અહીં રહે છે. ત્યાંના ગાલીચા વખણાય છે.

# વાયવ્ય સરહદનો પ્રાંત.

હિંદુસ્તાનની વાયવ્યમાં પંજાબનો કેટલોક ભાગ કહાડીને આ પ્રાંત ઇ. સ. ૧૯૦૧ માં બનાવવામાં આવ્યો અને તેનું નામ વાયવ્ય સરહદનો પ્રાંત પાડવામાં આવ્યું છે. આ પ્રાંતના ઉપરી ચીફ કમિશનર છે. અહીંના લોકો પઠાણ કહેવાય છે. તેઓ મુસલમાન જાતના છે અને પસ્તુ તથા પંજાબી ભાષા બોલે છે. અહીંની હવા સુકી છે. શિયાળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં સખત ગરમી પડે છે અને વરસાદ ઘણો ઓછો પડે છે. આ પ્રાંતમાં અફઘાનિસ્તાનમાંથી આવવાનો રસ્તો **ખૈબરઘાટ** આવેલો છે. બીજા દેશોમાંથી આ પ્રાંતમાં થઇને આવવાનો રસ્તો હોવાથી તેમાં ઘણી લશ્કરી છાવણીઓ રાખવામાં આવી છે. **મુખ્ય પાક** ઘઉં વિગેરે અનાજ રૂ, તેલીબીયાં અને મેવો છે.

**મુખ્ય શહેર—પેશાવર** (૯૪,૦૦૦) આ પ્રાંતનું મુખ્ય શહેર ખૈબર ઘાટના માર્ગમાં દરવાજા રૂપે આવેલું છે તેમાં લશ્કરી છાવણી છે. તે અફઘાનિસ્તાન અને રૂશિઆઇ તુર્કસ્તાનના હિંદુસ્તાન સાથેના વેપારના માર્ગમાં આવેલું છે અને કાબુલ તથા બુખારાથી

વેપારીઓ આ શહેરમાં ત્યાંનો માલ લાવે છે અને તેને બદલે તેમના ઉપયોગની ચીજો કપડાં, ખાંડ, ચા વગેરે લઈ જાય છે.

### કૃતિ

૧ રજપુતાનાની પેદાશ જે હોય તે તે ભાગમાં લખો.

૨ જોધપુર, જયપુર, ઉદેપુર, ચિતોડ, શ્રી નાથજી, બિકાનેર અને અજમેર શહેરો જે તે સ્થળે લખી તેમના સંબંધી જાણવા જેવી હકીકત હોય તે જણાવો.

૩ દિલ્હીથી પેશાવર સુધી રેલ્વે કહાડો અને તેમાં આવતાં મોટાં શહેરો લખી તે સંબંધી જાણવા જેવી હકીકત જણાવો.

૪ દિલ્હી શહેર નકશામાં લખો અને તેની મહત્તા અને આબાદીનાં કારણો જણાવો.

૫ પંજાબની અંદર આટલી બધી નહેરો કેમ કહાડવામાં આવી હશે અને તેથી પાકને કેવી રીતે ફાયદો થાય છે, ત્યાં મુખ્ય પાક કયો છે, અને તેની નીકાસ કયાં કેવી રીતે થાય છે તે જણાવો.

૬ લાહોર, અમૃતસર, મુલતાન, શિઆલકોટ, સિમલા, મરી, કસાવલી (પંજાબમાં), શ્રી નગર, જામુ (કાશ્મીરમાં), અને પેશાવર શહેરોનાં નામ નકશામાં લખો અને તે સંબંધી જાણવા જેવી હકીકત હોય તે જણાવો.

## બલુચિસ્તાન.

આ પ્રાંત સિંધની પશ્ચિમે આવેલો છે. કુદરતી રીતે આ પ્રાંત હિંદુસ્તાનમાં આવેલો નથી પણ તે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ છે. ખરી રીતે તે ઇરાનીયન ઉચ્ચ પ્રદેશનો ભાગ છે. આ પ્રાંતનો ઉત્તર ભાગ બ્રિટિશ સરકારના તાબામાં છે અને તે બ્રિટિશ બલુચિસ્તાન કહેવાય છે. તેના ઉપરી ચીફ કમિશનર છે અને તે ત્યાંનાં બીજાં દેશી રાજ્યો (એજન્સિ)ના એજંટ ટુ ધી ગવર્નર જનરલ કહેવાય છે. તે સિવાય ખિલાતના રાજાનું રાજ્ય છે. તેના રાજા ખાન કહેવાય છે અને તે બ્રિટિશ સરકારના તાબામાં છે.

લોકો બલુચિ (આર્ય) છે, તે મુસલમાની ધર્મ પાળે છે અને બલુચિ ભાષા બોલે છે. તેની અને સિંધની વચ્ચે ખિરથાર પર્વત અને તેની અને પંજાબની વચ્ચે સુલેમાન પર્વત આવેલા છે. કવેટા પાસે થઇને અફઘાનિસ્તાનમાં જવાનો **બોલનઘાટ** આવેલો છે. આ પ્રાંત મોન્સૂનની બહારનો પ્રદેશ છે. અને તેથી ઘણોજ થોડો (નહી જેવો) વરસાદ પડે છે. અહીં શિયાળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં ઘણી ગરમી પડે છે. કરાંચીથી નીકળેલી રેલ્વે રૂક, જેકોબાબાદ, ખેબર ઘાટ અને કવેટા થઇ ચમન સુધી જાય છે અને કવેટાથી બીજો ફાંટો નુસ્કી થઈ છેક ઇરાનની સરહદે ડઝડપ સુધી જાય છે.

**મુખ્ય શહેર-કવેટા** (૪૯,૦૦૦) બોલન ઘાટના નાકા ઉપર બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શહેર અને ચીફ કમિશનરને રહેવાનું તથા લશ્કરી છાવણીનું સ્થળ છે.

ખિલાત-ખાનની રાજધાનીનું શહેર છે.




## કૃતિ.

કવેટા, બોલનઘાટ, ખિલાત, ડઝડપ, અને ખિરથારનાં નામ નકશામાં લખો અને કરાંચીથી કવેટા અને ત્યાંથી ડઝડપ સુધી રેલ્વે દોરો.

# સ્વતંત્ર રાજ્યો.

**નેપાળ અને ભુતાન**—આ બંને સ્વતંત્ર રાજ્યો છે. પણ તેમણે અંગ્રેજ સરકાર જોડે સલાહ કરેલી છે. અને તેમાં અંગ્રેજ સરકાર તરફથી રેસિડન્ટ રહે છે. આ એક પહાડી પ્રહાડી પ્રદેશ છે અને તેમાં ઉંચા પર્વતો અને ઉંડી ખીણો આવેલી છે. નેપાળ હિમાલયની સરહદે ૫૦૦ માઈલ લાંબો આવેલો છે. વળી તેમાં હિમાલયનાં ઉંચા શિખરો એવરેસ્ટ, ગૌરીશંકર અને ધવલગિરી આવેલાં છે. આ દેશોનો ઉત્તર ભાગ તે હિમાલયની તળેટીમાં આવેલું તેરાઇનું જંગલ છે. આ દેશની વસ્તી ૪૦ લાખ માણસની છે. તેઓ ગુરખા કહેવાય છે. તેઓ મોંગોલ જાતના છે અને ઘણા બળવાન તથા શૂરવીર હોય છે. અને તેઓ બોધ ધર્મ પાળે છે. નેપાળનું મુખ્ય શહેર **ખટમંડુ** છે. તે ફળદ્રુપ ખીણમાં આવેલું છે તેમાં રેસીડન્ટ રહે છે. ભુતાનની રાજધાની **પુનાખા** છે. ભુતાનના રાજાને ૫૦ હજાર રૂપીઆનું સાલીઆણું બ્રિટિશ સરકાર તરફથી મળે છે.

**મુખ્ય પેદાશ**—દક્ષિણ ભાગમાં ખેતી સારી થાય છે. મુખ્ય પેદાશ-ડાંગર, બાજરી, તમાકુ, તેલી બીયાં, ઉન, મીણ અને કસ્તુરી છે. જંગલમાં સાગ અને સીસમનાં ઝાડ ઘણાં છે. ત્યાં કસ્તુરી મૃગ નામનું જનાવર થાય છે. તેમની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે. વળી વનગાય નામના જનાવરના વાળની ચમરીઓ થાય છે. તેમજ બકરાંના વાળનું ઉન અને મીણની પેદાશ સારી છે.

# બ્રહ્મદેશ.

હિંદુસ્તાનની પૂર્વે આ દેશ આવેલો છે. હિંદુસ્તાન અને બ્રહ્મદેશની વચ્ચે ઉંચા પર્વતો આવેલા છે તેથી તે કુદરતી રીતેજ જુદો પડે છે. તેથી તે હિંદુસ્તાનનો ભાગ નથી પણ હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ છે. ક્ષેત્રફળ બે લાખ ચોત્રીસ હજાર ચો. મૈલ

છે અને વસ્તી એક કરોડ બત્રીસ લાખ માણસની છે. તેઓ મોંગોલિઅન જાતના છે જે ચીના લોકોને મળતા છે અને બ્રહ્મી કહેવાય છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. અને બ્રહ્મી ભાષા બોલે છે. આ દેશમાં સ્ત્રીઓને ઘણી સ્વતંત્રતા છે, તેથી તે "સ્ત્રિયા રાજ્ય" કહેવાય છે. દુકાનોમાં ઘણે ભાગે સ્ત્રીયો જોવામાં આવે છે. આ દેશની હવા ભેજવાળી અને ગરમ છે. દક્ષિણમાં વરસાદ પુષ્કળ પડે છે. ઉત્તરનો પ્રદેશ સુકો છે અને મધ્યમ વરસાદ પડે છે.




કિનારો—આ દેશનો કિનારો ખાંચા વાળો છે. કિનારાપર મુખ્ય બંદર રંગુન, ભૂશિર નિગ્રેસ, મરગુઈ દ્વીપોનો સમુહ તથા

બંગાળાના ઉપસાગરમાં **આંદામાન** અને **નિંકોબાર** દ્વીપો આવેલા છે. દેશનિકાલની સજા થએલા કેદીઓને આંદામાન મોકલવામાં આવે છે. તેનું મુખ્ય શહેર **પોર્ટબ્લેર** છે.

**પર્વતો**—આ દેશમાં પર્વતોની હારો ઉત્તર દક્ષિણ આવેલી છે. પશ્ચિમ તરફની હાર આરાકાનયોમા અને પૂર્વ તરફની હાર પેગુયોમા કહેવાય છે. "યોમા" એટલે પર્વત. પૂર્વ તરફ **શાન**ની ટેકરીઓ છે.

**નદીઓ**—મુખ્ય નદીઓ **ઈરાવદી, સાલ્વીન** અને **સિતાંગ** છે. આ નદીઓ ઘણી અગત્યની નથી. ઈરાવદી નદીમાં મુખથી ૧૦૦૦ માઈલ સુધી એટલે ભામો શહેર સુધી વહાણો ફરી શકે છે.

**પેદાશ**—મુખ્ય પાક **ચોખાનો** છે. તે પુષ્કળ થાય છે, અને તેનો મોટો ભાગ પરદેશ જાય છે. તે સિવાય **સાગ, રબર**, કપાસ, અનાજ, તમાકુ વગેરે છે. ઈરાવદીની પાસેના પ્રદેશમાંથી **અંબર**, માંડલેની ઉત્તરની ટેકરીઓમાંથી માણેક અને નદીની ખીણમાંથી **કેરોસીન** અને **કોલસા** નીકળે છે. માંડલેમાંથી સફેદ **આરસ** અને ટીનાસરીમમાંથી **કલઈ** નીકળે છે.

**નિકાસ**—ચોખા, કેરોસીન, કલઈ અને ઈમારતી લાકડું છે. આ દેશમાંથી દર વર્ષે લગભગ ૩૦ કરોડ ગેલન કેરોસીન નીકળે છે.

**હુન્નર ઉદ્યોગ**-તેઓ ઘંટ બનાવવામાં, ઢાળ ચડાવવામાં હોશિયાર છે. અને રેશમી કાપડવણવાનો, અને બીડીઓ (સિગાર) બનાવવાનો ઉદ્યોગ સારો ચાલે છે.

**મુખ્ય શહેર**—**રંગુન** (૩,૪૨,૦૦૦) રાજધાનીનું શહેર અને હિંદુસ્તાનમાં ત્રીજા નંબરનું બંદર છે. તેમાં બૌદ્ધધર્મનું મોટામાં મોટું **પેગોડા** (મંદિર) છે. તે ૩૨૦ ફુટ ઉંચું છે. બ્રહ્મદેશનો બધો વેપાર આ બંદર મારફત ચાલે છે. આ બંદરેથી ચોખા અને સાગનો ઘણો મોટો જથો પરદેશ જાય છે. આ ધમધોકાર વેપારને લીધે ત્યાં વસ્તી એકદમ ઘણી વધી ગઈ છે. અને શહેર ઘણું વિકાસ

પામ્યું છે. અહીં હિંદુસ્તાન તથા ચીનના ઘણા લોકો વેપાર માટે આવીને રહેલા છે.



રંગુનનું પેગોડા.

**માંડલે**—(૧,૪૯,૦૦૦) ઇરાવદી નદીની ખીણુમાં આવેલું છે તે જુના વખતનું ત્યાંની રાજધાનીનું શહેર છે. તેની ઉત્તરે માકણેની ખાણો તથા તેની આસ પાસના પ્રદેશમાં કેરોસીનના ઘણા કુવા અને કલઈની ખાણો છે. **આવા** માંડલેની પહેલાં રાજધાનીનું શહેર હતું, **બાસીન** ઇરાવદી નદીના મુખ આગળ બંદર છે. આ બંદરેથી ચોખા પરદેશ ચડે છે. **ટેવૉય** ટિના સરીમમાં શહેર છે તેની આસ પાસથી પુષ્કળ કલઇ નીકળે છે.

**આકિયાબ**—સારૂ બંદર છે પણ તેની આસ પાસ સારી દ્રવ્ય ભૂમિ નથી તેથી મહત્વનું નથી. **માર્તાબાન** અને **મુલમેન** બીજાં બંદરો છે ત્યાંથી સાગ વગેરે લાકડાં ચડે છે.

## કૃતિ.

૧ બ્રહ્મદેશ હિંદુસ્તાનથી કુદરતી રીતે છુટો પડી જવાનું કારણ શું તે તથા બંન્ને દેશ વચ્ચે રેલ્વેનો સંબંધ કેમ નથી તે જણાવો.

૨ બ્રહ્મદેશમાં અનાજની તથા ખનિજની મુખ્ય પેદાશ કઇ છે તે જણાવી નકશામાં તે નામો લખો.

૩ બ્રહ્મદેશનાં બંદરોનાં નામ નકશામાં લખો અને રંગુન બંદરેથી કયો માલ પરદેશ જાય છે તે જણાવો.

૪ બ્રહ્મદેશના કિનારે આવેલી ભૂશિર, અને દ્વીપોનાં નામ લખો. અને આંદામાન વિશે શું જાણો છો તે જણાવો.

૫ બ્રહ્મદેશની આબો હવા અને વરસાદની હકીકત જણાવી કયા ભાગમાં કેટલો વરસાદ પડે છે તે તેમાં લખો.

૬ આ દેશના લોકો તેમની ભાષા, ધર્મ અને હુન્નર ઉદ્યોગ વિષે જે જાણતા હો તે લખો.

# સિલોન. (લંકા)

સિલોન બેટ હિંદુસ્તાનની દક્ષિણે હિંદી મહાસાગરમાં આવેલો એક મોટો ટાપુ છે. તે હિંદુસ્તાનને લગતો છે પણ તે હિંદુસ્તાનના વાઇસરોયના તાબામાં નથી. તે અંગ્રેજ સરકારની સીધી દેખરેખ નીચે છે અને તેમના તરફથી ત્યાં ગવર્નર નીમવામાં આવે છે. તેને મદદ કરવા કારોબારી મંડળ ( એક્ઝીક્યુટિવ કાઉન્સિલ ) નીમેલું હોય છે તેની મદદથી રાજવહીવટ ચલાવે છે. તે મનારના અખાત અને પાકની સામુદ્રધુનિથી હિંદુસ્તાનથી જુદો પડે છે. ( તેનું ક્ષેત્રફળ ૨૫૦૦૦ ચો. મૈલ અને વસ્તી ૪૫ લાખ માણસની છે.)

અહીંની વસ્તીનો ઘણો ભાગ સિંહાલી લોકોનો છે અને તેથી તેને **સિંહલદ્વીપ** પણ કહે છે. કેટલાક ભાગમાં તામીલ લોકો વસે છે. તેઓ સિંહાલી અને તામીલ ભાષા બોલે છે અને બૌદ્ધ ધર્મ પાળે છે.

આ ટાપુનો દક્ષિણુનો મધ્ય ભાગ પહાડી છે. તેની આસ પાસનો અને ઉત્તરનો ભાગ મેદાનનો છે. તેમાં ઘણાં જંગલો આવેલાં છે. અહીંની હવા ગરમ અને ભેજવાળી છે. પણ સમુદ્ર પાસે હોવાથી અતી ગરમી લાગતી નથી. અને સમધાત રહે છે. અહીં નૈરૂત્યનો અને ઇરાનનો બંન્ને પવન વરસાદ લાવે છે અને લગભગ બારે માસ વરસાદ પડે છે. નૈરૂત્યનો અને ઈશાનનો બંન્ને પવન વરસાદ લાવે છે અને લગભગ બારે માસ વરસાદ પડે છે. નૈરૂત્યનો પવન અહીં પ્રથમ વરસાદ લાવે છે અને પછી તે હિંદુસ્તાન તરફ જાય છે. આ ટાપુપર ઘણા ભાગમાં ૫૦ થી ૨૦૦ ઇંચ વરસાદ પડે છે.

**મુખ્ય પદેશ**–ટેકરીઓ ઉપર ચા, બુંદ અને સિંકોના થાય છે દરિયા કિનારે **નાળીએરી**નાં પુષ્કળ ઝાડો થાય છે તેમને ત્યાંની ખારી રેતાળ જમીન માફક આવે છે તે સિવાય મેદાન અને જંગલમાં **ચોખા**, નાળિએરી, સોપારી, **રબર** અને **તજ** થાય છે. ખનિજમાં **પ્લંબેગો**ની ખાણો છે. અને મનારના અખાતમાંથી **મોતી** નીકળે છે.

**નિકાસ**—નાળિએર, ચહા, રબર, કોપ્રી, તજ, સોપારી, અને પ્લંબેગો છે. **પ્રાણી**–જંગલોમાં ચિત્તા, હાથી, જંગલી ભેંસ અને ડુકર, રીંછ, હરણુ, અને ઘણી જાતનાં વાંદરા છે.

**કોલંબો**-(૧૫૮૦૦૦) રાજધાનીનું શહેર અને બંદર છે. આ બંદરેથી ચા, રબર, કોપરેલ, અને તેજાનો પરદેશ જાય છે. ચાલુ જમાનાના વ્યાપારને માટે યુરોપ અને ચીન, જાપાન, તથા ઓસ્ટ્રેલિઆ વચ્ચે જતી આવતી સ્ટીમરોને કોલસા લેવાનું સ્થળ અને મહત્વનું બંદર છે. **જાફના** ઉત્તરમાં હિંદુસ્તાન સાથેના વેપારનું બંદર છે. **ત્રિંકોમાલી** અને **ગાલી** બીજાં બંદરો છે. **કાંડી** મધ્યભાગમાં જુનુ **માલદ્વીપ** રાજધાનીનું શહેર છે. (હજારટાપુ) પશ્ચિમે પરવાળાના ટાપુ છે. તેમાં મુસલમાન રાજા છે અને તે સલોનના ગવર્નરને તાબે છે. તેની વસ્તી મુસલમાન લોકોની છે.

અને તેની મુખ્ય પેદાશ અને નિકાસ નાળિએર છે. રામેશ્વર અને સિલોન વચ્ચે રામનોસેતુ છે. (વધુ હકીકત માટે જુઓ પાન ૯)

## કૃતિ.

૧ સિલોનના ભૂપૃષ્ઠ તથા આબો હવા, વરસાદ અને લોકો સંબંધી જે જાણતા હો તે લખો.

૨ કોલંબો ચાલુ જમાનામાં અગત્યનું શાથી છે તે જણાવો.

૩ સિલોન તથા માલદ્વીપની પેદાશ તથા નીકાસ શીછે તે જણાવો.



## સને ૧૯૨૯ ની વર્નાકયુલર ફાઇનલ પરિક્ષાના હિંદુસ્તાને લગતા પ્રશ્નો અને તેના જવાબ કયા પાનમાં છે તે પાન

પ્ર.૧ હિંદુસ્તાનનો રૂપરેષા નકશો દોરો અને તેમાં (अ) બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યો દોરી તેમનું દરેકનું મુખ્ય શહેર લખો. (જવાબ પાન ૬૯—૭૧)

(ब) નહેરોવાળા પ્રદેશો બતાવો ? (જવાબ પાન ૨૧.)

પ્ર.૨ આબો હવાનાં મુખ્ય કારણો આપી સમજાવો. (પાન ૨૫)

પ્ર.૩ (अ) હિંદુસ્તાનમાં કઇ કઇ મુખ્ય રેલ્વે લાઇનો છે અને તે કયાંથી કયાં સુધી આવેલી છે તથા તેથી દેશને શા ફાયદા થએલા છે તે જણાવો. (પા. ૫૭)

(ब) એક મુસાફર કોલંબોથી પેશાવર ટુંકામાં ટુંકે માર્ગે જવા ઇચ્છે છે તો તે માર્ગ કયાં કયાં મુખ્ય સ્થળોએ થઇને જશે તે સમજાવો ? (પા. ૫૮-૫૯)

## ખેતીવાડી વર્ગ માટેના.

પ્ર.૧ હિંદુસ્તાનમાં પડતા વરસાદનો નકશો દોરો. (પા. ૩૦)

પ્ર.૨ ઘઉં, ડાંગર તમાકુ, શેરડી અને બાજરી હિંદના કયા ભાગોમાં વધારે થાય છે તે કારણો સાથે લખો. (પા. ૩૬ થી ૩૯)

પ્ર.૩ હિંદના મુખ્ય ઉદ્યોગો કયા છે? તે પૈકી નીચે જણાવેલાં સ્થળોએ કયા ઉદ્યોગ ચાલે છે, તે કારણ સાથે જણાવો. મુંબાઈ, કલકત્તા, જમસેદપુર, કાનપુર અને ધારીવાલ. (પા. ૫૨)

પ્ર.૪ હિંદના કયા ભાગમાં વધારે નહેરો છે? જો એટલા પ્રમાણમાં ત્યાં નહેર ન હોત, તો ત્યાંની ખેતી પર શી અસર થાત તે લખો? (પાન ૨૧)



## કન્યાઓની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા ૧૯૨૯

પ્ર.૧ તમારી જગાએથી પેશાવર જવાના માર્ગનું વર્ણન કરો, અને રસ્તામાં જે જાણવા લાયક સ્થળ આવે તેની હકીકત લખો? (પા. ૫૭)

પ્ર.૨ જમસેદપુર, કંદહાર, આગ્રા, રંગુન, સીમલા, કોલંબો, પેશાવર, કરાંચી એ સ્થળો કયાં આવેલાં છે અને તે સબંધી તમે શું જાણો છો?

પ્ર.૩ આપણા દેશમાં થતી ખેતીની પેદાશ નકશામાં બતાવો. (પા. ૩૭-૩૮)

પ્ર.૪ વિલાયતથી આપણે ત્યાં મુખ્યત્વે શું શું આવે છે અને આપણા દેશમાંથી કયો માલ પરદેશ મોકલવામાં આવે છે તે જણાવો ? (પાન ૫૬)

પ્ર.૫ નીચેની બાબતનો કારણ સહિત ખુલાસો કરો:—

(अ) બંગાળામાં વસ્તી વધારે હોવાનું શું કારણ છે ? (પા. ૪૮)

(ब) સિંધમાં કેમ ઘણો ઓછો વરસાદ પડે છે ? (પા. ૩૧)

(क) આસામમાં ચ્હા કેમ વધારે થાય છે ? (પા. ૩૯)

(ड) ઉત્તર હિંદુસ્તાનમાં રેલ્વે કેમ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે ? (પા. ૪૮)

(इ) દિલ્હીમાં તાપ કેમ વધારે લાગે છે ? (પા. ૨૭)



## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

### વર્ષ પહેલું અને બીજું ૧૯૨૯

પ્ર.૧ હિંદુસ્તાનનો નકશો દોરી તેની સપાટીનો ખ્યાલ નકશામાં આપી ઉપરથી હિંદના કુદરતી વિભાગો કયા કયા પડે છે તે જણાવો ? ( પા. ૫ )

પ્ર.૨ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વરસાદ કેટલો પડે છે તે લખો અને તેની ભિન્નતાનાં કારણો જણાવો ? (પા. ૩૦)

પ્ર.૩ મોન્સુન એટલે શું તે સમજાવો ? ( પા. ૨૯ )

## મિડલ હાઇ અને સ્પેશિયલ સ્કુલ માટે સ્કૉલરશિપ

### પરીક્ષા ૧૯૨૯

પ્ર.૧ મુંબાઈ ઇલાકામાં અંગ્રેજ સરકાર રાજ્ય વહીવટ કેવી રીતે ચલાવે છે તે ટુંકામાં લખો. (પા. ૬૯–૭૦)

પ્ર.૨ મુંબાઈ અથવા અમદાવાદની હાલની આબાદીનાં કારણો આપો. (પા. ૧૦, ૭૩, ૭૫)

પ્ર.૩ હિંદુસ્તાનમાં કઇ કઇ ભાષાઓ બોલાય છે ને તે કયાં કયાં બોલાય છે તે હિંદુસ્તાનનો નકશો દોરી બતાવો. (પા. ૪૯)

પ્ર.૪ આપણા દેશમાં ઘઉં, ડાંગર, કપાસ, તમાકુ અને શેરડીનો પાક વિશેષ કરીને કયા કયા ભાગમાં થાય છે? અને ત્યાં ત્યાં એ વિશેષ થાય છે તેનું કારણ શું? (પા. ૩૭-૩૮)

પ્ર.૫ હિંદુસ્તાનનો અંગ્રેજી રાજ્યવહીવટ ટુંકામાં સમજાવો. પા.૬૮-૭૦

### મુંબાઇ યુનિવર્સિટી મેટ્રીક પરિક્ષા ૧૯૨૯

પ્ર.૧ હિંદુસ્તાનનો નકશો દોરો અને મુંબાઇ, કરાંચી, કવેટા, પેશાવર, કલકત્તા અને મદ્રાસ, એ શહેરો દિલ્હી સાથે રેલ્વેમાર્ગ દ્વારા કેવી રીતે જોડાએલાં છે તે તેમાં બતાવો? (પા. ૫૭)

પ્ર.૨ હિંદુસ્તાનમાં તેના બીજા પ્રાંતો કરતાં સિંધ અને પંજાબમાં ખેતીકામને માટે વધારે નહેરો છે તે કારણો આપી સમજાવો? (પા. ૨૧ પા. ૧૦૩)

પ્ર.૩ હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં ગંગા નદીના મેદાનમાં વધારે ઘીચ વસ્તી છે, તે કારણો આપી સમજાવો? (પા. ૪૮)

## જુથ ૨

પ્ર.૪ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વરસાદ અને ખેતીની પેદાશ ઉપર નૈઋત્ય અને ઇશાની પવનો (મોન્સૂનના પવનો)ની શી અસર થાય છેતે જણાવો ? (પા. ૨૯)

પ્ર.૫ પેશાવરની ભૌગોલિક સ્થિતિને લીધે કેવી રીતે અગત્યતા વધી છે તે જણાવો ? (પા. ૧૦૫)

પ્ર.૬ લંન્ડન-કરાંચી વચ્ચેના **વિમાન માર્ગ** વિષે જે જાણતા હો તે જણાવો. (પા. ૬૦-૬૧ **નકશા સાથે**)

પ્ર.૭ મુંબાઈ, કલકત્તા અને રંગુન, એ શહેરોની મુખ્ય નિકાશની ચીજો જણાવો અને એ ચીજોના પ્રકારમાં જે ફેર માલમ પડે છે તેનાં કારણો આપો. ( પા. ૧૦-૧૧ **તેની દ્રવ્ય ભૂમિના નકશા સાથે** )

## ૧૯૨૮

પ્ર.૮ હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં કોલસાની ખાણો અને લોખંડ, સુતર અને ઉનનાં કારખાનાંના પ્રદેશ બતાવો. (પા. ૪૪, ૩૭)

પ્ર.૯ ચોખા, કપાસ, અને ચાને કેવાં હવા, પાણી અને જમીન જોઈએ તે જણાવો. (પા. ૩૮)

પ્ર.૧૦ શહેરની આબાદી થવાનાં મુખ્ય કારણો કયાં છે તે જણાવો અને મુંબાઇ એક માછી લોકોનુ નાનું ગામડું હતું તે વેપાર ઉદ્યોગનું મોટું મથક શી રીતે બન્યું તે લખો. (પા. ૧૦-૧)

પ્ર.૧૧ કરાંચી થોડો વરસાદ પડે છે અને કલકત્તામાં વધારે વરસાદ પડે છે તેનું કારણ સમજાવો. (પા. ૨૯-૩૧)

## વધારાના પ્રશ્નો.

૧. હિંદુસ્તાનમાં જંગલો ક્યાં ક્યાં આવેલાં છે ? ( પા. ૫ ). ૨. હિંદુસ્તાનના સામ્રાજ્યમાં કયા કયા દેશોનો સમાવેશ થાય છે ? ( પા. ૫ ). ૩ દેશને લગતા દરિઆ કિનારાથી શો લાભ થાય છે અને હિંદુસ્તાનનો દરિઆ કિનારો કેવો છે ? (પા. ૬). ૪. રામનો-સેતુ કોને કહે છે ? ( પા. ૭ ). ૫. પરવાળાના ટાપુ કોને કહે છે અને તે કયા છે ? ( પા. ૮ ). ૬. બારૂં એટલે શું ? (પા. ૯). ૭. હિંદુસ્તાનનાં મુખ્ય બંદરોની દ્રવ્ય ભૂમિ નકશો દોરી બતાવો અને તેમાં કયા દેશો આવેલા છે તથા તેની શી પેદાશ અને નીકાશ છે તે જણાવો ? ( પા. ૧૦ નકશા સાથે ). ૮. હીમનદી એટલે શું ? (પા. ૧૩ ટીપ). ૯. જળક્ષેપક એટલે શું ? (પા. ૧૫). ૧૦. ડેલ્ટા એટલે શું ? ( પા. ૧૮ ટીપ ). ૧૧. સુંદરવન કોને કહે છે અને તે નામ શાથી પડયું ? ( પા. ૧૯ ). ૧૨. સક્કર યોજના એટલે શું ? ( પા. ૩૮ ). ૧૩. કાવેરીના ધોધવિશે શું જાણો છો ? ( પા. ૨૦ ). ૧૪. દક્ષિણ હિંદુસ્તાનનો ભાગ કોને કહે છે ? ( પા. ૨૦ ). ૧૫. દરિઆઇ નહેરો ( Back waters ). વિશે શું જાણો છો ? ( પા. ૨૨ ). ઘીચ વસ્તી હોવાનાં તથા આછી વસ્તી હોવાનાં કારણો આપો ? ( પા. ૪૮ ) પેરીઆર યોજના વિશે શું જાણો છો ( પા. ૭૯ ). હિંદુસ્તાનનું પારિસ કોને કહે છે ? ( પા. ૧૦૧ ) કાશ્મીરના મુખ્ય શહેર શ્રીનગરને હિંદુસ્તાનનું વેનીસ કહે છે તેનું કારણ શું ? ( પા, ૧૦૫ ).



# એશિઆખંડ.

## Asia.



**એશિઆખંડ**-પૃથ્વી ઉપરની જમીનના મોટા ચાર ભાગ પાડેલા છે તે હરેક ભાગને ખંડ કહે છે. તે ચારેમાં સૌથી મોટો એશિઆખંડ છે. તેણે પૃથ્વી ઉપરની જમીનનો ત્રીજો ભાગ રોકેલો છે. પૃથ્વી ઉપરના મુખ્ય અને મોટા ધર્મો—હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, મુસલમાની ધર્મ, ખ્રિસ્તિ ધર્મ વગેરેની ઉત્પત્તિ તથા તેના સ્થાપનારાઓના જન્મ આ ખંડમાં થએલા છે. આ ખંડની પશ્ચિમે યુરોપખંડ તથા આફ્રિકાખંડ આવેલા છે. યુરોપખંડ યુરલ પર્વત અને યુરલ નદીથી, આફ્રિકાખંડ રાતાસમુદ્ર અને સુવેઝની નહેરથી અને ઉત્તર અમેરિકા બહેરીંગની સામુદ્રધુનીથી આ ખંડથી જુદા પડે છે. એશિઆ અને યુરોપ એ બે ખંડ ભેગા છે તેથી તેને **યુરેશિઆ** કહે છે. એશિઆ, યુરોપ અને આફ્રિકા એ ત્રણ ખંડો મળીને **જુની દુનિઆ** કહેવાય છે. અમેરિકાખંડ પાછળથી માલમ પડેલો હોવાથી તેને નવી દુનિયા કહે છે.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર છે. પશ્ચિમે યુરલ પર્વત, ભૂમધ્ય સમુદ્ર, સુવેઝની નહેર અને રાતો સમુદ્ર છે. દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે પાસિફિક મહાસાગર આવેલા છે.

**ક્ષેત્રફળ**—આ ખંડનુ ક્ષેત્રફળ લગભગ એક કરોડ સીતેર લાખ ચોરસ માઇલ છે. જે હિંદુસ્તાનના ક્ષેત્રફળથી લગભગ ૧૦ ઘણું વધારે છે. તેની વધારેમાં વધારે લંબાઇ ૫૩૦૦ માઇલ અને વધારેમાં વધારે પહોળાઇ ૩૬૦૦ માઇલ છે. તે યુરોપખંડ કરતાં પાંચ ઘણો મોટો છે.

# એશિઆખંડ—ભૂપૃષ્ટ.



૧ ૬૦૦ ફુટની અંદરની ઉંચાઇ. ૨ ૬૦૦ થી ૩૦૦૦ ફુટ સુધીની ઉંચાઇ. ૩ ૬૦૦૦ થી વધારે ફુટની ઉંચાઇ.

**ભૂપૃષ્ટ**—આ ખંડનો મધ્ય પ્રદેશ ઘણોજ ઉંચો છે, અને તેમાં મોટા પર્વતો અને ઉચ્ચ પ્રદેશ આવેલા છે. આ પર્વતો

પશ્ચિમ છેડાથી પૂર્વ છેડા સુધી ગએલાં છે. દક્ષિણનો ભાગ મધ્યમ ઉંચો છે અને ત્યાંનો દરિયા કિનારાનો ભાગ નીચાણનો પ્રદેશ છે. તે ભાગમાં અરબસ્તાન, હિંદુસ્તાન અને હિંદીચીન એ ત્રણ દ્વીપકલ્પો આવેલા છે. ઉત્તરનો અને પૂર્વનો ભાગ નીચાં સપાટ મેદાનનો પ્રદેશ છે,

**ઉચ્ચ પ્રદેશો**—આ ખંડમાં **क** એશિઆ માઇનર અને આર્મિનિઆના ઉચ્ચ પ્રદેશો, **ख** અરબસ્તાન અને **ग** ઇરાનના ઉચ્ચ પ્રદેશો, **घ** મધ્યમાં પામીરનો ઉચ્ચ પ્રદેશ, હિંદુસ્તાનમાં **ङ** દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, અને **च** તિબેટ તથા **छ** મોંગોલિઆના ઉચ્ચ પ્રદેશો આવેલા છે.

**મેદાનો**—આ ખંડમાં ઘણાં મોટાં મેદાનો આવેલાં છે જેમાંનાં કેટલાંક સારાં ફળદ્રુપ છે. (૧) મેસેપોટેમિઆ (ઇરાક) નું મેદાન તિગ્રિસ અને યુફ્રેતિસ નદીઓની વચ્ચે આવેલું છે. આ મેદાન નીચુ, રસાળ અને ફળદ્રુપ છે. ( ૨ ) હિંદુસ્તાનનું મેદાન સિંધુ અને ગંગા નદીઓની વચ્ચે નીચું રસાળ અને ફળદ્રુપ મેદાન આવેલું છે. ( ૩ ) ચીનનું મેદાન હોઆંગહો અને યાંગ-સેકાંગ નદીઓની ખીણોનું ફળદ્રુપ મેદાન છે. ( ૪ ) મંચુરિ-આનું મેદાન આમુર નદીની ખીણનું બનેલું છે. તે પણ ફળદ્રુપ મેદાન છે. ( ૫ ) સૈબીરિઆનું વિશાળ મેદાન એશિઆના ઉત્તર ભાગમાં આવેલું છે. આ મેદાન ભેજવાળું, નીચું અને સપાટ

---

**ટીપ:**—નકશામાં ઉચ્ચ પ્રદેશો ઓળખવા માટે આ બાળબોધ અક્ષરો લખેલા છે.

છે. અને તેનો ઢાળ ઉત્તર તરફ ગએલો છે. આ મેદાનના છેક ઉત્તરના ભાગને ટુંડ્ર કહે છે. ત્યાં બારે માસ ઘણીજ ઠંડી પડે છે. શિયાળામાં જમીન ઉપર બરફ ઠરી ગએલો હોય છે અને ઉનાળામાં જમીન ભેજવાળી અને પાણીનાં ખાબોચીઆંથો ભરેલી હોય છે. આ મેદાનમાં ઘાસ અને બરફ ઉપરની લીલ ( રેન્ડીઅરનો ખોરાક ) સિવાય બીજી કોઇ જાતની વનસ્પતિ કે છોડ થતા નથી. અહીંના વતનીઓ ઠીંગણા અને પીળા વર્ણના હોય છે. તેમને **એસ્કીમો** કહે છે. તેઓ માંછલાં અને રેન્ડીઅરના દુધ ઉપર પોતાનું ગુજરાત ચલાવે છે. અહીં બરફ ઉપર રેન્ડીઅર નામના જનાવરને સ્લેજ નામની વગર પૈડાંની ગાડીમાં જોડી મુસાફરી કરવામાં આવે છે. તે જનાવર બરફ તળેની લીલ ખાઇને જીવે છે. ટુંડ્રની નીચેનું વિશાળ મેદાન છે તેમાં પણ ઠંડી ઘણી જ પડે છે. અને વસ્તી ઘણી જ ઓછી છે. ત્યાં અનાજ જુજ જાજ થાય છે. આ પ્રદેશમાં ખનીજ ઘણીજ છે પણ તેને જોઇએ તે પ્રમાણમાં ખોદ્દી કાઢવામાં આવતી નથી. (૬) **સ્ટેપનાં મેદાનો**–મધ્ય એશિઆમાં ( રૂશિઆઇ તુર્કસ્તાનમાં ) એરલ સમુદ્રની ઉત્તરે અને કાસ્પિઅન સમુદ્રની પૂર્વે આ મેદાનો આવેલાં છે. તેને ઉત્તરમાં **કિર્ધિઝનું** અને દક્ષિણમાં **કિરાનનું મેદાન** કહે છે. તેમાં ઘાસ પુષ્કળ થાય છે અને બારલી, ઓટ અને ઘઉં થાય છે. ત્યાંના વતનીઓ કિર્ધિઝ અને તર્કી કહેવાય છે. તેઓ એક જગ્યાએ રહેતા નથી પણ પોતાનાં ઢોરો, ઘોડા ને ઊંટ લઇને જ્યાં ઘાસ મળે ત્યાં ભટક્યા કરે છે.

**કિનારો**—પૂર્વ તરફનો કિનારો ખાંચા ખાંચા વાળો છે અને તેમાં ઘણા સમુદ્રો આવેલા છે. તેઓ એક બીજા સાથે કેટલીક સામુદ્રધુનીઓથી જોડાએલા છે. દક્ષિણ કિનારો પણ તેવો જ ખંડિત થએલો છે પણ આ કિનારાના અખાત વિગેરે યુરોપ અને ઉત્તર અમેરિકાના જેવા ખંડની અંદરના ભાગમાં ઘણા ગએલા નથી, તેથી વેપારને ઘણો ફાયદો નથી. ઉત્તર કિનારો વેપારને માટે નકામો છે, કારણ કે તેમાં હમેશાં બરફ હોય છે. દક્ષિણ હિંદી મહાસાગર ચાલુ જમાનામાં સુવેઝની નહેર ખોદાવાથી વેપારી વ્યવહારમાં ઘણો ઉપયોગી થઇ પડયો છે.

**સમુદ્રો, અખાત અને ઉપસાગર**—પશ્ચિમે **કાસ્પિઅન સમુદ્ર, કાળો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર** અને **રાતો સમુદ્ર** છે. દક્ષિણે **અરબી સમુદ્ર,** અને **બંગાળાનો ઉપસાગર** આવેલા છે. પૂર્વમાં **ચીનાઇ સમુદ્ર, પીળો સમુદ્ર, ઓખોટસ્કનો સમુદ્ર** અને **બહેરીંગનો સમુદ્ર** આવેલા છે. દક્ષિણમાં **ઇરાનનો** અને **એડનનો** અખાત આવેલા છે.

**સામુદ્રધુનીઓ**—દક્ષિણે **બાબલમાંડબની** સામુદ્રધુની રાતા સમુદ્ર અને એડનના અખાતને જોડે છે; તેને **આંસુના દરવાજાની સામુદ્રધુની** કહે છે, કારણ કે ત્યાં થઇને જતાં આવતાં ઘણાં વહાણોનો તેની પાસે આવેલા ખડક સાથે અથડા-

---

**ટીપઃ**—નકશામાં મેદાનો ઓળખવા ૧–૨–૩ એ પ્રમાણે આંકડાં લખેલા છે.

ઇને નાશ થયો છે. **ઓર્મઝ** ઇરાની અખાત અને અરબી સમુદ્રને જોડે છે. **મલાક્કા** હિંદીમહાસાગર અને ચીનાઇ સમુદ્રને જોડે છે. **કોરિઆ** પીળા સમુદ્ર અને જાપાની સમુદ્રને જોડે છે. અને **બહેરિંગ** ઉત્તર મહાસાગર અને બહેરિંગના સમુદ્રને જોડે છે.

**દ્વીપો**—ઉત્તર મહાસાગરમાં **ન્યુસૈબીરિઆ**, રૂશિઆની પુર્વે પાસિફિક મહાસાગરમાં **ક્યુરાઇલ** અને **એલ્યુશીઅન** દ્વીપો અને ઓખોટસ્કના સમુદ્રમાં **સઘેલીઅન** આવેલા છે. સઘેલીઅન ટાપુનો ઉત્તર ભાગ રૂશિઆને તાબે છે અને દક્ષિણનો જાપાનને તાબે છે. પાસિફિક મહાસાગરમાં **જાપાનના ટાપુ;** ચીનાઇ રાજ્યની પૂર્વે **લુચ્યુ** અન **ફારમોના** અને દક્ષિણે **હૈનાન** આવેલા છે. **સિલોન** હિંદુસ્તાનની દક્ષિણે હિંદી મહાસાગરમાં અને **સૈપ્રસ** ભૂમધ્ય સમુદ્રમાં આવેલા છે. **આન્ડામાન** અને **નિંકોબાર** બંગાળાના ઉપસાગરમાં અને **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ** અરબી સમુદ્રમાં આવેલા છે.

**દ્વીપકલ્પો**—**કામસ્કાટકા** રૂશિઆની પૂર્વે, **કોરિઆ** મંચુરીઆની દક્ષિણે, **મલાયા** હિંદીચીનની દક્ષિણે, **હિંદીચીન, હિંદુસ્તાન** અને **અરબસ્તાન** એશિઆના દક્ષિણ ભાગમાં અને **એશિઆમૈનર** કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે આવેલા છે.

**ભૂશિરો**—**ચેલુસ્કીન** સૈબીરિઆની ઉત્તરે આ ખંડનું છેક ઉત્તર બિંદુ છે. **પૂર્વ ભુશિર** સૈબીરિઆની પૂર્વે છેક પૂર્વ

બિંદુ છે. **લોપાટકા** કામસ્કાટકાની દક્ષિણે અને **કામ્બોડીઆ** કોચીન ચીનની દક્ષિણે છે; **રોમાનીઆ** મલાયાની દક્ષિણે છેક દક્ષિણ બિંદુ છે. બ્રહ્મદેશની દક્ષિણે **કેપ નિગ્રેસ** અને હિંદુસ્તાનની દક્ષિણે **કેપ કોમારીન** આવેલી છે. અરબસ્તાનની પૂર્વે **રાસઅલહદ** અને એશિઆ મૈનરની પશ્ચિમે **કેપ બાબ** છેક પશ્ચિમ બિંદુ આવેલી છે.

**સુવેઝની નહેર**—સુવેઝની સંયોગી ભૂમિ હતી તે લેપ્સસ નામના ફ્રેંચ ઇજનેરે ૧૮૫૯ માં બાંધવાની શરૂ કરી ૧૮૬૯ માં પુરી કરી. તે લગભગ ૯૦ માઇલ લાંબી, ૪૦ વાર પહોળી અને ૨૮ ફુટ ઉંડી છે. તેને બાંધતાં લગભગ ચોવીસ લાખ પૌંડ ખર્ચ થયો છે. મુબાઇથી લંડન જવાનો આ ટુંકામાં ટુંકો રસ્તો છે. યુરોપથી હિંદુસ્તાન, ચીન, જાપાન અને અસ્ટ્રેલિઆ જતાં વહાણો અને સ્ટીમરો આફ્રિકાની દક્ષિણે ફરીને જતાં હતાં તે હવે આ રસ્તે જવાથી વેપારને ઘણી અનુકુળતા અને ફાયદો થયો છે.

**બંદરો**—**સ્મર્ના** એશિઆ મૈનરમાં ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલું છે. **એડન** અરબસ્તાનની દક્ષિણે ઇંગ્રેજ સરકારનું બંદર છે. તે રાતા સમુદ્રનો દરવાજો ગણાય છે. તે સ્ટીમરોને કોલસા લેવાનું સ્થળ છે. તેને રાતા સમુદ્રની કુંચી પણ કહે છે. કારણ કે તે રાતા સમુદ્રમાં પેસતાં નાકા ઉપર મજબૂત કિલ્લો અને બારૂં છે. અને યુરોપમાં જતી બધી આગબોટોને ત્યાં થઇને જવું પડે છે. જેવી રીતે જીબ્રાલ્ટરને ભૂમધ્ય સમુદ્રની કુંચી કહે

છે તેવી જ રીતે એડનને રાતા સમુદ્રની કુંચી કહે છે. **કોલંબો** સિલોનનું બંદર અને સ્ટીમરોને કોલસા લેવાનું સ્થળ છે. **સિંગાપોર** મલાયા દ્વીપકલ્પની દક્ષિણે બ્રિટિશનો કિલ્લો, નૌકાસૈન્યનું સ્થળ અને સ્ટીમરોને કોલસા લેવાનું સ્થળ છે. આ ત્રણે બંદરો યુરોપ અને એશિઆ અને ઑસ્ટ્રેલિઆ જતી સ્ટીમરોના ધોરી રસ્તા ઉપર આવેલાં છે; અને સુવેઝની નહેરને રસ્તે સ્ટીમરોને ભૂમધ્ય સુમુદ્રમાં જવાનો રસ્તો થવાથી, ચીન અને જાપાનનો ઉદ્યોગ વેપારમાં પ્રાદુર્ભાવ થવાથી અને હિંદુસ્તાન અને ઑસ્ટ્રેલિઆ સાથે બીજા દેશોનો વેપાર વધતો જવાથી વ્યાપારી વહેવારમાં ઘણાં અગત્યનાં થઇ પડયાં છે. **કરાંચી, મુંબાઇ, મદ્રાસ, કલકત્તા** અને **રંગુન** હિંદુસ્તાનનાં બંદરો છે. ચીનમાં **હોંગકોંગ** (બ્રિટિશનું), **ટીન્ટસીન, શાંગહાઇ,** અને **કેન્ટોન** ચીનનાં બંદરો છે. જાપાનમાં **યોકોહામા, નાગાસાકી, કિશ્યુ** અને **પોર્ટઆર્થર** અને સૈબીરિઆમાં **વ્લેડીવોસ્ટોક** બંદર છે. વ્લેડીવોસ્ટોક ટ્રાન્સ સૈબિરિઅન રેલ્વેનો છેડો છે. તેને પૂર્વની સત્તા કહે છે. કારણ કે રૂશિઅનોએ તે બંદરને લીધે પાસિફિક મહાસાગરના વેપારની સઘળી સત્તા તેઓ ભોગવશે એમ ધાર્યું હતું. કોઇપણ બંદરનો વેપાર થોડો અથવા વધારે ચાલવો તેનો આધાર તેની આસપાસની દ્રવ્ય-ભૂમિ ઉપર રહે છે. જેમકે એડન બંદરની આસપાસ સારી દ્રવ્ય-ભૂમિ નથી અને તેથી ત્યાં વેપાર નથી. સિંગાપોરની આસપાસ સારી દ્રવ્યભૂમિ હોવાથી ત્યાં વેપાર ઘણો ચાલે છે.

# કૃતિ.

૧ એશિઆખંડ બીજા કયા કયા ખંડોથી કેવી રીતે જુદો પડે છે તે જણાવો ?

૨ એશિઆખંડમાં આવેલા ઉચ્ચ પ્રદેશો અને મેદાનોનાં નામ સાથેના નકશામાં લખો અને તેમાંનાં કયાં ફળદ્રુપ મેદાનો છે તે જણાવો ?

૩ ટુંડ્રનું મેદાન અને સ્ટેપનાં મેદાનોનાં નામ નકશામાં લખો અને તે સંબંધી તથા ત્યાંના લોકોની જાત અને ધંધા સંબંધીની હકીકત લખો ?

૪ નકશામાં આ ખંડના સમુદ્રો અને અખાતોનાં નામો જે તે સ્થળે લખો ?

૫ "બાબલમાંડબ" ની સામુદ્રધુની નકશામાં લખો અને તેને આંસુના દરવાજાની સામુદ્રધુની કેમ કહે છે તે જણાવો?

૬ એશિઆખંડની સામુદ્રધુનીઓ, દ્વીપો; દ્વીપકલ્પો અને ભૂશિરોનાં નામ નકશામાં જે તે સ્થળે લખો ?

૭ સુવેઝની નહેર ક્યારે કોણે બાંધી અને તેથી શો ફાયદો થયો તે જણાવો ?

૮ એશિઆખંડનાં બંદરો નકશામાં લખો અને કયાં બંદરો વ્યાપારી વ્યવહારમાં કેવી રીતે અગત્યનાં છે તે જણાવો ?

૯ આ ખંડનો કયો કિનારો વ્યાપાર ઉદ્યોગનો માટે નકામો છે તે કારણ સાથે જણાવો ?

૧૦ રાતા સમુદ્રના દરવાજાની કુંચી કોને શા કારણથી કહે છે તે જણાવો ?

**પર્વતો**—આ ખંડના પર્વતો ખંડના મધ્ય ભાગમાં પૂર્વ પશ્ચિમ એક છેડાથી બીજા છેડા સુધી લાંબી હાર કરે છે. આ હારમાંથી બીજા કેટલાક ફાંટા નીકળેલા છે. આહાર ભૂમધ્ય સમુદ્રના કિનારે એશિઆમૈનરમાંથી શરૂ થઇ મધ્ય એશિઆમાં થઇ પાસિફિક મહાસાગરને કિનારે બહેરિંગની સામુદ્રધુની સુધી જાય છે. તેનું મધ્ય **પામીરનો ઉચ્ચ પ્રદેશ** છે. ( ૧૫૦૦૦ ફુટ ઉંચો છે ) તે આખી દુનિયામાં ઉંચામાં ઉંચો પ્રદેશ છે તેથી તેને **દુનિયાનું છાપરૂં** ( Roof of the World ) કહે છે. આ ઉચ્ચ પ્રદેશની દક્ષિણમાં **હિમાલય, કારાકોરમ** અને **હિંદુકુશ** પર્વતો આવેલા છે. હિમાલય પર્વત દુનિયામાં ઉંચામાં ઉંચો છે અને તેનું ઉંચું શીખર એવરેસ્ટ ૨૯૦૦૦ ફુટ ઉંચું છે. ત્યાં સદા બરફની પથારી જ રહે છે. હિંદુકુશની પશ્ચિમે ઇરાનમાં **એલબુર્ઝ**, તુર્કસ્તાનમાં **તારસ** અને અરબસ્તાનમાં **સીનાઇ** પર્વતો આવેલા છે. કોકેશિઆમાં **કોકેસસ** પર્વત અને એશિઆ રૂશિઆ અને યુરોપી રૂશિઆની વચ્ચે **યુરલ** પર્વત આવેલા છે. પામીરની પૂર્વે તિબેટની ઉત્તરે **કુવેનલુન**, ચીનાઇ તાર્તારીમાં **થ્યાનશાન**, સૈબીરઆ અને મોંગોલિઆની વચ્ચે **આલતાઇ** અને **યાબ્લાનોઇ** અને સૈબીરિઆમાં પૂર્વ તરફ **સ્ટેનોવોઇ** પર્વતો આવેલા છે.

કામસ્કાટકા, કયુરાઇલ, અને જાપાનના બેટોમાં જ્વાળામુખી પર્વતો આવેલા છે.

**નદીઓ**—પૂર્વ ગોળાર્ધમાં એશિઆખંડના જેટલી લાંબી નદીઓ બીજા કોઇ ખંડમાં નથી. આ ખંડમાં ફક્ત તુર્કસ્તાનની

એ નદીઓ સિવાયની બધી મોટી નદીઓ મધ્યના ઉચ્ચ પ્રદેશ-માંથી નીકળી ચારે બાજુએ મહાસાગર અને સમુદ્રોમાં જાય છે. **ઓબી** ( ૨૬૦૦ ) અને **એનેસી** ( ૩૨૦૦ ), આલતાઇ પર્વતમાંથી નીકળીને તથા **લીના** (૩૦૦૦), બેકલ સરોવર પાસેથી નીકળીને ઉત્તર મહાસાગરને મળે છે. આ નદીઓના મુખ આગળ હમેશાં બરફ રહે છે. તેથી તે વેપારના ઉપયોગમાં આવતી નથી. **ઈર્ટિશ** આલતાઇ પર્વતમાંથી નીકળી ઓબીને મળે છે, **આમુર** ( ૩૦૦૦ ) યાબ્લાનોઇ પર્વતમાંથી નીકળી ઓખોટસ્કના સમુદ્રમાં પડે છે.

**હોઆંગહો**—( ચીનમાં ) ( ૨૬૦૦ ) તિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી પેચીલીના અખાતમાં પડે છે. હોઆંગહો એટલે પીળી નદી. તેનું પાણી એટલું બધું પીળુ છે કે સમુદ્રમાં જ્યાં તે મળે છે ત્યાં બધું પીળુ પાણી કરે છે. અને તેથી તે પીળો સમુદ્ર કહેવાય છે. તે ઘણીજ પીળી માટી ખેંચી લાવે છે. તે માટી ઘણી ફળદ્રુપ છે અને તેના ઉપર લોકોનો ખેતીનો આધાર છે. તે પ્રદેશની વનસ્પતિ ઝાડ અને લોકોનો રંગ પણ પીળો છે. તેથી તે દેશને પીળુ ચીન કહે છે. જ્યારે વધારાનું પુષ્કળ પાણી આવે છે ત્યારે ગામો, શહેરો અને જાનમાલની અતિશય ખુવારી કરે છે. અને તેથી તેને **ચીનનોશોક** ( Sorrow of China ) કહે છે. તે એટલી બધી અનિયમિત વહે છે કે પહેલાં તે પીળા સમુદ્રમાં પડતી હતી તે હવે પેચીલીના અખાતમાં પડે છે.

**યાંગસેકાંગ** ( ૩૩૦૦ )–તિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી પાસિફિક મહાસાગરને મળે છે. આ નદી દુનિયામાં લાંબામાં લાંબી નદી છે. આ નદી તે એક મોટો ' **નદ** ' છે. અને તેમાં ૧૦૦૦ માઇલ સુધી વહાણો ફરી શકે છે. અને દેશમાં એક પાણીનો મોટો વાટ રસ્તો છે. હોઆંગહો અને યાંગસેકાંગની ખીણો ઘણી ફળદ્રુપ છે અને તે પ્રદેશમાં ઘણી ઘીચ વસ્તી છે. દક્ષિણ તરફ **મેકાંગ કે કામ્બોડીઆ** ( ૧૬૦૦ ) હિંદીચીનના પર્વતોમાંથી નીકળી સિયામમાં થઇ ચીનાઇ સમુદ્રમાં પડે છે. **ઇરાવદી** ( ૧૨૦૦ ) બ્રહ્મદેશના ઉત્તરના પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેમાં લગભગ ૮૦૦ માઇલ સુધી વહાણો ચાલે છે. તેના ઉપર **રંગુન** મોટું બંદર છે. **બ્રહ્મપુત્રા** હિમાલયની ઉત્તરેથી અને **ગંગા** દક્ષિણેથી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડે છે. **સિંધુ** હિમાલયની ઉત્તરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. **તિગ્રીસ** ( ૧૭૦૦ ) અને **યુફ્રેતિસ** ( ૧૧૦૦ ) આર્મિનીઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ઇરાની અખાતમાં પડે છે. આ બંન્ને નદીઓ જ્યાં મળે છે ત્યાંથી તેને શટ–અલ–અરબ કહે છે. આનદીઓમાંથી નહેરો કાઢેલી છે અને તે પ્રદેશ ફળદ્રુપ છે. સરોવરને મળતી **આમુદર્યા** (ઑકસસ) હિંદુકુશ પર્વતમાંથી અને **સિરદર્યા** થ્યાનશાન પર્વતમાંથી નીકળી એરલ સમુદ્ર ( સરોવર ) માં પડે છે.

**નદીઓ**—મધ્યમાં **યુરલ** નદી યુરલ પર્વતમાંથી નીકળી

કાસ્પિયન સમુદ્ર ( સરોવર ) માં પડે છે. અને **ટરીમ** પૂર્વતુર્ક-સ્તાનમાં લોબનોરના સરોવરમાં પડે છે.

**સરોવરો—કાસ્પિયન** સમુદ્ર ઇરાનની ઉત્તરે દુનિયામાં મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે. તે દરિયાની સપાટીથી ૮૦ ફુટ નીચું છે. પહેલાં તે સમુદ્રનો ભાગ હશે અને પછી તેની આસપાસની જમીન ઉંચી આવવાથી તે સરોવર બનેલું લાગે છે. તે લગભગ પોણો માઇલ ઉંડું છે. **એરલસમુદ્ર** કાસ્પિયનની પૂર્વે ખારા પાણીનું સરોવર છે. **બેકલ** સૈબીરિયામાં મીઠા પાણીનું મોટું દુનિયામાં ઉંડામાં ઉંડું સરોવર છે. **બલકાશ** રૂશિઆઇ તાર્તરીમાં ખારા પાણીનું સરોવર છે. તે **મૃતસરોવર** એશિઆઇ તુર્કસ્તાનમાં ખારા પાણીનું સરોવર છે. તે એટલું બધું ખારૂં છે કે તેમાં માંછલાં પણ જીવી શકતાં નથી અને તેને કિનારે કોઇ જાતની વનસ્પતિ ઉગતિ નથી, તેથી તેનું નામ મૃતસરોવર પડયું છે. તેનું પાણી એટલું બધું ભારે છે કે તેમાં માણસ તરે છે પણ ડુબી જતું નથી.

## કૃતિ.

૧ એશિઆ ખંડના પર્વતો અને નદીઓ નકશામાં ચિતરી તેમનાં નામ લખો. ?

૨ દુનિઆનું છાપરૂં કોને કહે છે અને તે નામ શાથી પડયું તે જણાવો ?

૩ કઇ નદીને ચીનનો શોક નામ આપવામાં આવ્યું છે તે જણાવી તે સંબંધી જે જાણુતા હો તે લખો ?

૪ કઇ નદીઓ સમુદ્રને ન મળતાં સરોવરને મળે છે તેનાં નામ આપો ?

૫ આ ખંડનાં સરોવરોનાં નામ નકશામાં લખો ?

૬ દુનિઆમાં મોટામાં મોટું ખારા પાણીનું સરોવર અને ઉંડામાં ઉંડુ મીઠા પાણીનું સરોવર કયું છે તે જણાવો ?

૭ મૃત સરોવર ક્યાં આવ્યું અને તે સંબંધી જે જાણુતા હો તે લખો ?

૮ "પૂર્વની સત્તા" (Rule the East) કોને શા કારણુથી કહે છે તે જણાવો ?

૯ "ડેલ્ટા" એટલે શું, તેથી શા ફાયદા થાય છે અને આ ખંડમાં એવા ડેલ્ટા કયા છે તથા સુંદર વન ક્યાં આવ્યું તે જણાવો ?

# આબો હવા અને વરસાદ.




**એશિઆખંડ-વાર્ષિક વરસાદ બતાવનારો નકશો.**

એશિઆખંડનો વિસ્તાર ઘણો મોટો છે અને તેનો ફેલાવો ઉત્તરધ્રુવથી વિષુવવૃત સુધી ગએલો હોવાથી ઘણું કરીને તેમા દરેક પ્રકારની હવા જણાય છે. ઉત્તર ભાગ વિષુવવૃતથી ઘણે દૂર હોવાથી ત્યાં ઘણી જ ઠંડી પડે છે. અને નદીઓમાં નવ મહિના બરફ રહે છે, અને વરસાદ જુજ પડે છે. વિષુવવૃતથી થોડો દૂર આવેલા મધ્ય ભાગની હવા રૂક્ષ છે. અને ત્યાં ઉનાળામાં ગરમી અને શિયાળામાં ઠંડી સાધારણ પડે છે. અને વરસાદ ઘણો જ થોડો પડે છે. વિષુવવૃતની પાસેના દક્ષિણ અને પશ્ચિમ ભાગની હવા શરદ અને ગરમ છે અને ઉનાળામાં સખત ગરમી પડે છે.

પૂર્વના દ્વીપકલ્પો અને દ્વીપોમાં અને હિંદુસ્તાનના પૂર્વ ભાગમાં દરિયા કિનારા પાસેની હવા બગડે છે અને મેલેરીઆ નામનો રોગ થાય છે.

આ ખંડમાં ઉનાળામાં જુન મહિનામાં નૈરૂત્યમાંથી મોન્સૂનનો પવન આવે છે જે ડાબી બાજુ કતરાતો વાય છે. અને તે પોતાની સાથે તોફાન અને વરસાદ લાવે છે. અને તેથી હિંદી-મહાસાગર અને પાસિફિક મહાસાગરના કિનારાના દેશોમાં એટલે **મોન્સૂનના દેશો** હિંદુસ્તાન, બ્રહ્મદેશ, હિંદીચીન, ચીન અને જાપાનમાં ઘણો વરસાદ થાય છે. એશિઆઇ રૂશિઆમાં આ વખતે થોડો વરસાદ પડે છે. મધ્ય એશિઆની હવા રૂક્ષ છે. ત્યાં વરસાદ ઘણો ઓછો પડે છે, કારણ કે તેમાંનો કોઇ ભાગ દરિયા પાસે આવેલો નથી અને નૈરૂત્યના પવનને હિમાલય અને તિબેટના પર્વતો રોકી પાડે છે. તેથી હિમાલયની દક્ષિણે બધો વરસાદ પડી જાય છે. પણ તેની ઉત્તરે તે પહોચી શકતો નથી અને તેથી તે ભાગમાં વરસાદ કમી પડે છે. શિયાળામાં મધ્યએશિઆમાંથી સુકો ઇશાનો પવન નીકળી દરિયા તરફ જાય છે. તે પવન સુકો હોવાથી હવા બધે સુકી રહે છે, અને તેથી વરસાદ પડતો નથી. પણ તે દક્ષિણ હિંદુસ્તાનના પૂર્વ કિનારે અને સીલોનમાં વરસાદ લાવે છે કારણ કે ત્યાં તે સમુદ્ર ઉપર થઇને તે તરફ આવે છે. એટલે ત્યાં ઉનાળો અને શિયાળો **બંન્ને ઋતુમાં** વરસાદ પડે છે.

**ભૂમધ્ય સમુદ્ર પાસેના પ્રદેશ** એશિઆ મેનરમાં પૂર્વ તરફથી સમુદ્રનો પવન શિયાળામાં આવે છે અને તેથી ત્યાં **શિયાળામાં વધારે વરસાદ પડે છે.** પણ તેના ઉચ્ચ પ્રદેશ

અને લીબનાન પર્વત તે પવનને આગળ જતો અટકાવે છે તેથી તુર્કસ્તાનના બીજા ભાગમાં આ વરસાદ ઓછો હોય છે. ઉનાળામાં પણ આ ભાગમાં ઉત્તર પૂર્વનો વ્યાપારી વાયુ વાય છે અને તેથી તેની હવા સુકી અને ગરમ હોય છે. આ દેશના મેસોપોટેમિઆ ભાગમાં વરસાદ ઓછો થાય છે તો પણ ત્યાં વહેતી તિગ્રિસ અને યુફ્રતિસ એ બે નદીઓમાં એશિઆ મૈનરમાં પડતા શિઆળાના વરસાદનું પાણી અને ઉનાળામાં આર્મિનીઆના પર્વતો ઉપરનું બરફ ઓગળી તેનું પાણી તેમાં આવે છે તેથી આ નદીઓમાં પુર આવે છે. તે પુરના પાણીથી આ પ્રદેશમાં ખેતી કરે છે તેથી તે જમીન વધારે ફળદ્રુપ છે અને પાક સારો થાય છે.

## વસ્તી, લોકો અને ધર્મો.

**વસ્તી**—આ ખંડની વસ્તી લગભગ ૮૬ કરોડ માણુસની છે. એટલે હિંદુસ્તાન કરતાં ત્રણ ઘણી અને પૃથ્વીની વસ્તીનો અડધો ભાગ છે. અને તેથી તે "મનુષ્ય જાતિનું પારણું" (The cradle of the human race) કહેવાય છે. આ ખંડના ઉત્તર ભાગમાં જ્યાં ઘણી ઠંડી પડે છે ત્યાં, મધ્યમાં, અને પશ્ચિમના સુકા ભાગમાં વસ્તી નથી. ઇસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાં જાવા સિવાય બીજા ભાગોમાં મોટાં જંગલો છે તેથી ત્યાં પણ ઘણી વસ્તી નથી. હિંદુસ્તાન, ચીન, અને જાપાનમાં ઘણી વધારે વસ્તી છે, જે લગભગ દુનિયાનો અડધો ભાગ છે, અને એશિઆ ખંડની વસ્તીનો $\frac{7}{8}$ ભાગ છે. આ પ્રદેશ ગરમ અને ભેજવાળો હોવાથી ત્યાં અનાજ પુષ્કળ થાય છે અને વસ્તીને વધારે અનુકુળ પડતો છે, માટે ત્યાં દુનિયાના બીજા ભાગો કરતાં પ્રમાણમાં વસ્તી વધારે ઘાડી છે.

**લોકોની જાત**—આ ખંડમાં મુખ્ય ત્રણ જાતના લોકોની વસ્તી છે. ૧ કોકેશિઅન, ( ૨ ) મોંગોલિઅન અને ( ૩ ) મલાઇ.

પશ્ચિમ એશિઆના દેશોમાં અને હિંદુસ્તાનમાં કોકેશિઅન લોકોની વસ્તી છે. તેઓનો વર્ણ ગોરો ( ઘઉં વર્ણો ). ચહેરો લંબગોળ, નાક બારિક, આંખો સીધી, દાઢી ગોળ તથા કેસ લાંબા, નરમ અને સુંવાળા હોય છે. તેઓનું મૂળ વતન કોકેસસ પર્વતની આસપાસ હતું અને ત્યાંથી તેઓ બીજા ભાગમાં ગએલા તે ઉપરથી તેમનું નામ કોકેશિઅન પડેલું છે. મધ્ય, પૂર્વ અને ઉત્તર એશિઆના દેશોમાં એટલે બ્રહ્મદેશ, ચીન, જાપાન વગેરે દેશોના લોકો મોંગોલિઅન જાતના છે. તેમની ચામડીનો રંગ પીળો, મ્હોં તથા નાક ચપટું, આંખો બારીક, ભમર કાળી, અને વાળ સીધા અને કાળા હોય છે. મલાયા દ્વીપકલ્પમાં મલાઇ જાતના લોકો વસે છે. તેમનો વર્ણ પીળાશ પડતો, વાળકાળા અને કપાળ કમાનદાર હોય છે.

**ધર્મો**—આ ખંડમાં લગભગ બધા ધર્મો પાળનારાની વસ્તી છે. તેમાં મુખ્ય હિંદુ, બૌદ્ધ, મુસલમાની, ખ્રિસ્તી અને જરથોસ્તી છે. **હિંદુધર્મ**—હિંદુસ્તાનનો લગભગ પોણો ભાગ આ ધર્મ પાળે છે. **બૌદ્ધધર્મ** સિલોન, બ્રહ્મદેશ, તિબેટ, હિંદીચીન, ચીન, અને જાપાનના લોકો પાળે છે. **મુસલમાની ધર્મ** અર્બસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, તુર્કસ્તાન, તાર્તરી અને સેબિરીઆના લોકો પાળે છે. **ખ્રિસ્તીધર્મ**નો ફેલાવો થોડે થોડે બધે થવા માંડયો છે. **જરથોસ્તી** પારસી લોકોનો ધર્મ છે.

# કૃતિ.

૧ એશિઆખંડનાં હવાપાણી કેવાં છે તે સમજાવો ?

૨ એશિઆખંડનો વાર્ષિક વરસાદનું પ્રમાણ આપેલા નકશામાં બતાવો ?

૩ આ ખંડમાં વધારે વરસાદ પડનારા અને ઘણોજ થોડો વરસાદ પડનારા દેશો કયા છે તે જણાવો ?

૪ મેસેપોટેમિઅમાં ખેતીની સ્થીતિ કેવી છે તથા ત્યાંની જમીન ફળદ્રુપ કેમ છે તે જણાવો ?

૫ એશિઆમૈનરમાં શિયાળામાં અને દક્ષિણ એશિઆમાં ઉનાળામાં ( ચોમાસામાં ) અને ઇસ્ટ ઇન્ડીઝ ટાપુંઓમાં બારે માસ વરસાદ પડવાનાં કારણો જણાવો ?

૬ મોન્સૂનના દેશો કયા છે તે જણાવી ત્યાં મોન્સૂન લખો ?

૭ આ ખંડના ઘીચ વસ્તી અને આછી વસ્તીવાળા ભાગો કયા છે તે કારણ સાથે જણાવો ?

૮ એશિઆખંડમાં લોકોની મુખ્ય જાતો કઇ કઇ છે અને તે કયાકયા દેશોમાં વસે છે તે જણાવો ?

૯ આ ખંડમાં મુખ્ય ધર્મો કયા કયા છે અને તેમની વસ્તી કયા દેશોમાં વધારે છે તે જણાવો ?

# એશિઆખંડની વનસ્પતિ.

આ ખંડ મોટો વિસ્તારવાળો હોવાથી તેમાં લગભગ બધી જાતનાં વૃક્ષ અને વનસ્પતિ થાય છે. મધ્ય એશિઆમાં વરસાદ પડતો નથી અને તેથી ત્યાં કંઇ વનસ્પતિ થતી નથી. તેજ પ્રમાણે ઇરાન અને અરબસ્તાનનાં મેદાનો પણ રણ છે. તે અને ગોબીના રણમાં વનસ્પતિ થતી નથી. ઉત્તરના ભાગમાં ઠંડી ઘણી જ પડે છે, તેથી ત્યાં લીલ અને સેવાળ સિવાય બીજી કંઇ વનસ્પતિ થતી નથી. સેબીરિઆની દક્ષિણે સપાટ મેદાન છે. તેને **સ્ટેપનાં મેદાન** કહે છે તેમાં ઘાસ થાય છે. અને ઘઉં, જવ વગેરે થોડું અનાજ થાય છે. ત્યાંના લોકો ઢોરો ઉપર પોતાનું ગુજરાન કરે છે. ઘાસ ઢોરોને ખવરાવે છે અને તેમના દુધ અને ઘી ઉપર પોતાનુ ગુજરાન કરે છે. એશિઆનો દક્ષિણ અને પૂર્વભાગ ગરમ અને ભેજવાળો છે અને વરસાદ સારો થાય છે તેથી ત્યાં દરેક જાતની વનસ્પતિ થાય છે. અને તે દેશોમાં ડાંગેર, જુવાર, બાજરી, મકાઇ, ઘઉં, શેરડી, ગરમ મશાલો, તેલી બીયાં વગેરે **અનાજ** અને કપાસ તથા તમાકુ, વગેરે દરેક જાતની વનસ્પતિ થાય છે. આ ફળદ્રુપ પ્રદેશ અને નદીની ખીણો ચીન, હિંદીચીન, અને હિંદુસ્તાનમાં છે. ત્યાં નદીઓનું પુર પુષ્કળ કાંપ લાવીને આસપાસના મેદાનોમાં પાથરે છે, તેને કુદરતી ખાતર કહે છે. આ ત્રણે દેશ અને જાપાન મોન્સૂનના દેશો કહેવાય છે. એશિઆમૈનર, ઇરાન અને અફઘાનિસ્તાનમાં લીલો તથા સુકો મેવો સારો થાય છે. સ્મર્નાનાં અંજીર વખણાય છે. **ખજુર** સુકી

ગરમ હવામાં અને રેતાળ ભેજવાળી જમીનમાં એટલે ઇરાન અને અરબસ્તાનના રણદ્વીપો ( oases ) માં પુષ્કળ થાય છે.

પશ્ચિમના દેશોમાં પણ ઘઉં, બાજરી, રૂ, તમાકુ, મલબેરી, બારલી વિગેરે થાય છે. રોપવામાં આવતાં ઝાડોની ઉત્પત્તિ પ્રથમ આ ખંડમાં જ થઇ હતી. **રેશમ** હિંદુસ્તાન, ચીન, અને જાપાનનો જુના વખતનો ઉદ્યોગ છે. જાપાન દુનિયામાં થતા રેશમના ૬૦ ટકા ઉત્પન્ન કરે છે. **ઉન** તિબેટ, એશિઆમૈનર અને હિંદુસ્તાન ( કાશ્મીર ) માં થાય છે. સાગ, સીસમ, ખેર, વડ, નાળીએરી, તાડ, ખજુરી વિગેરે સર્વ પ્રકારનાં ઝાડ હિંદુસ્તાન અને બ્રહ્મદેશમાં થાય છે.

છેક દક્ષિણના દ્વીપકલ્પો અને દ્વીપો ( મલાયા દ્વીપકલ્પ, સ્ટ્રેટસેટલમેંટ, ઇસ્ટ ઇન્ડીઝ ટાપુઓ અને સિલોનમાં મશાલા ( તેજાના ) થાય છે અને તેથી તે તેજાનાના ટાપુઓ તરીકે ઓળખાય છે. વળી તેમાં તથા બીજા આંડામાન, નિંકોબાર, વગેરે ટાપુઓમાં નાળીએર પુષ્કળ થાય છે. **અફીણ** હિંદુસ્તાન, ચીન, તુર્કસ્તાન અને ઇરાનમાં, **શણ**–હિંદુસ્તાનમાં,–**રબર** હિંદુસ્તાન, સિલોન અને મલાયા દ્વીપકલ્પમાં પુષ્કળ થાય છે. દુનિયામાં થતા રબરના અડધ ઉપરનો ભાગ મલાયામાં થાય છે. સુખડ હિંદુસ્તાન અને ચીનમાં, કેસર ઇરાનમાં થાય છે. હિંદુસ્તાન, ચીન, જાપાન, અને સિલોનમાં **ચાહ** અરબસ્તાન અને હિંદુસ્તાનની દક્ષિણે **કૉફી** અને બુંદ અને હિંદુસ્તાનમાં **ગળી** પુષ્કળ થાય છે. ચીન અને જાપાન (ફારમોસા)માંથી દુનિયામાં ચાર પાંચ હજાર ટન વપરાતું **કપુર** ઉત્પન્ન થાય છે. ટરપેન્ટાઇનમાંથી બનાવટી કપુર થાય છે.


એશિઆખંડની
વનસ્પતિ અને ખનીજ
સોનુ રૂપુ તાંબુ
રૂવાં
ઘઉં, જવ
ઊન રેશમ
અફીણ
અનાજ
મેવો
કેસર
અફીણ લોઢું
અનાજ
મેવો
મેવો
રૂ, શણ તમાકુ
મેવો
હિંગ
ઊન
ઊન કસ્તુરી
રૂ તાંબુ
સોનુ રૂપુ
અનાજ
શેરડી
કેરોસીન
ખજુર
કોફી ગુંદ
મોતી
અફીણ ગળી શણ ચા તમાકુ રબર
સોનુ લોઢું કોલસા કેરોસીન
અબરખ
મેંગેનીઝ
કોફી
ગુંદ
ના
લી
ચા
રબર
તેજાના
માણેક
કલાઈ
અનાજ
રબર
તેજાના
અનાજ કપુર
અફીણ કોલસા રૂપુ
લોઢું ચીનાઈ માટી
રેશમ
ચા
એ
કેરોસીન
રેશમ
કપુર
તાંબુ
રૂપુ
સોનુ
અનાજ
કોલસા

**ખનીજ—સોનુ**–સૈબિરિઆ, તિબેટ, અને હિંદુસ્તાનમાંથી, **રૂપુ**–સૈબિરિઆ, ચીન અને જાપાનમાંથી, **કોલસા** જાપાન ચીન અને હિંદુસ્તાનમાંથી, **લોખંડ**–હિંદુસ્તાન ચીન અને જાપાન-માંથી, **તાંબું**–સૈબિરિઆ, ચીન જાપાન અને હિંદુસ્તાનમાંથી, **કલઇ** બ્રહ્મદેશ, ચીન અને હિંદીચીનમાંથી અને **ઘાસતેલ** બ્રહ્મદેશ, કોકેશિઆ, અને મેસેપોટેમિઆમાંથી **અબરખ** અને **મેગેંનીઝ** હિંદુસ્તાનમાંથી અને **ચીનાઇ માટી** ચીન અને જાપાનમાંથી નીકળે છે. **મોતી**–ઇરાનના અખાત અને સિલોન પાસે મનારના અખાતમાંથી નીકળે છે. અને **વાદળી** સૈપ્રસ બેટ પાસે ભૂમધ્ય સમુદ્રમાંથી નીકળે છે.

## પ્રાણી.

**એશિઆના દક્ષિણના દેશોમાં**—(હિંદુસ્તાન, બ્રહ્મદેશ, સિલોન, હિંદિચીન ) **હાથી** ગેંડા, વાઘ, કોલ્હા, હરણ, ભેંસ, ગાય, બળદ, માંકડાં આખલા, કુતરા, શિયાળ, ભૂંડ, રીંછ, વગેરે હોય છે.

**ઉત્તરમાં**–( રૂશિઆમાં ) સેબલ, અર્માઇન, સફેદ રીંછ, કોલ્હા, અને રેન્ડીઅર છે. રેન્ડીઅર બરફ ઉપર ચાલે છે. અને તેને વગર પૈડાંની ગાડીમાં જોડે છે.

**મધ્ય ભાગમાં**—કસ્તુરી મૃગ, માંકડાં, બકરાં, યાક, ઘોડા, ઉંટ, જંગલી ગધેડાં છે.

તિબેટમાં **યાક** નામના (બળદ જેવા) જનાવરને ગાડીમાં


એશિઆખંડ
C.M.P.

જોડે છે. અરબસ્તાન, ઇરાન, અને મેસોપોટેમીઆના ઘોડા વખણાય છે. રણમાં ઉંટ મુસાફરી કરવામાં વપરાય છે. બ્રહ્મદેશ અને સિયામમાં માલ લઇ જવા લાવવા હાથીનો ઉપયોગ કરે છે.

## કૃતિ.

૧. એશિઆખંડના કયા ભાગમાં બીલકુલ વનસ્પતિ થતી નથી તે જણાવી તે સ્થળે નકશામાં ચોકડી કરી તેનાં કારણો આપો ?

૨ મોન્સૂનના દેશો કયા છે તે જણાવી તેમાં થતી વનસ્પતિ અને અનાજનાં નામ નકશામાં લખો ?

૩ ખજુરને માટે કેવી હવા અને જમીન જોઇએ તે જણાવો અને તે તથા લીલો અને સુકો મેવો જે દેશોમાં થતો હોય ત્યાં મેવો લખો ?

૪ પશ્ચિમના દેશોમાં જે અનાજ વગેરે થતું હોય તેનાં નામ તેમાં લખો ?

૫ રેશમ, ઉન, કસ્તુરી, તેજાના, અફીણ, શણ, રબર, સુખડ, કેસર, ચા, કૉફી, ગળી અને કપુર જે દેશોમાં થતું હોય તેમાં તેમનાં નામો લખો ?

૬ સોનુ, રૂપુ, કોલસા, લોખંડ, તાંબુ, કલઇ, ઘાસતેલ, અબરખ, મેંગેનીઝ, વાદળી અને મોતી જ્યાંથી નીકળતાં હોય ત્યાં તે નામો લખી તેની તળે લીટી દોરો ? આ ખંડના જુદા જુદા ભાગોમાં કયાં કયાં જનાવરોનો વધુ ઉપયોગ થાય છે તે જણાવો ?

## હુન્નર, ઉદ્યોગ અને વેપાર

**હિંદીચીન**માં સોના રૂપાનું કોતરકામ અને મીનાનું કામ સારૂં થાય છે. **ચીન**—ચીનાઇ માટીના પ્યાલા રકાબી વગેરે વાસણો બનાવવાનાં કારખાનાં છે. ત્યાં લાખનાં રમકડાં અને ભરતકામ સારૂં થાય છે. બંદુકના દારૂની અને ફટાકડાની બનાવટ, હોકાયંત્રની શોધ અને છાપવાની કળા તેમણે શોધી કહાડી છે. ત્યાં કાગળ બનાવવાનાં તથા સુતરાઉ અને ચીનાઇ રેશમી કાપડનાં, ઘણાં કારખાનાં છે. મુખ્ય વેપારની જણસો ચા, રેશમ, કાગળ, ચીનાઇ માટીનાં વાસણ, છત્રીઓ, ચાંદી અને ખાંડ છે.

**જાપાન**—જાપાની પ્રજા હુન્નરકળામાં ઘણી આગળ વધેલી છે. ત્યાં સુતરાઉ અને રેશમી કાપડ વણવાનાં તથા કાચ, કાગળ અને દીવાસળી બનાવવાનાં મોટાં કારખાનાં છે. લાખનાં તથા ચીનાઇ માટીનાં વાસણ, હાથીદાંત તથા કાંસાનું કામ, અને ધાતુનું મીનાકામ અહીં સારૂ થાય છે.

**તિબેટ**—આ દેશનો વેપાર ચીન સાથે ઘણો ચાલે છે. ચીનથી ચા, રેશમ, ચાંદી, વાસણ વગેરે આવે છે અને ત્યાંથી સોનું, શાલ, પટુ ( જાડુ ઉનનું લુગડું ), વગેરે ચીનમાં જાય છે. તિબેટમાંથી હિંદુસ્તાનમાં ઉન, ટંકણખાર, કસ્તુરી, ઢોર વગેરે આવે છે અને મશરૂ, કીનખાપ, મોતી, ખાંડ વગેરે ત્યાં જાય છે. ત્યાં ચમરીઓના વાળ, શાલનું ઉન અને કસ્તુરીની પેદાશ સારી છે. **કોકેશિઆમાંથી** ઘાસલેટ પુષ્કળ નીકળે છે. **એશિઆઇ તુર્કસ્તાન**માં ઘેટાંના ઉનની શાલો, શેત્રંજીઓ અને રેશમના વણાટ કામનો ઉદ્યોગ સારો ચાલે છે, **અરબસ્તાન**માંથી ખજુર

અને મસ્કતી દાડમ આપણે ત્યાં આવે છે તેમજ પરદેશ પુષ્કળ જાય છે. **ઇરાનમાં** કોઇ મોટા વેપારી નથી. પણ ત્યાં પરદેશી લોકોથી વેપાર ચાલે છે. ત્યાં ગાલીચા, શેતરંજીઓ અને શાલ વણવાનો ઉદ્યોગ સારો ચાલે છે. ત્યાંના અખાતમાંથી મોતી ( પીરોજા ) નીકળે છે. તે તેમજ દારૂ, રેશમ, પીરોજા ( મોતી ) ગુલાબજળ, ફેલ્ટ નામનું જાડું કપડું, આરસ, અને કેસર પરદેશ જાય છે. **અફઘાનિસ્તાન**માં ઘોડા, શાલ, હિંગ. લીલો સુકો મેવો, ઉન અને ચામડાંનો વેપાર સારો ચાલે છે. તે વસ્તુઓ હિંદુસ્તાનમાં લાવે છે અને તેને બદલે કાપડ, ગળી, હાથીદાંત, ચા, ખાંડ વગેરે લઇ જાય છે. **બ્રહ્મદેશમાંથી** રંગુની ચોખા અને સાગ પુષ્કળ પરદેશ જાય છે. **જાવામાંથી** ખાંડ તથા **સીંગાપોરમાંથી** મરીમસાલો પુષ્કળ અહીં આવે છે તથા પરદેશ ચડે છે.

**રેલ્વે**—અરબસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન, અને તિબેટ સિવાય બાકીના દેશોમાં ઓછા વત્તા પ્રમાણમાં રેલ્વે થએલી છે. હિંદુસ્તાન, બ્રહ્મદેશ અને જાપાનમાં ઘણા ભાગમાં રેલ્વે થએલી છે, ચીન, સૈબિરિઆ, તુર્કસ્તાન અને રૂશિઆઇ તાર્તરીમાં કેટલીક રેલ્વે બાંધેલી છે. અરબસ્તાન, ઇરાન, સપાટ પ્રદેશ નહિ હોવાથી અને અફઘાનિસ્તાન, હિંદીચીન અને તિબેટમાં પહાડી પ્રદેશને લીધે રેલ્વે નાખવાને ઘણો ખર્ચ અને મહેનત પડે તેમ હોવાથી ત્યાં તથા બીજા રેતાળ ઉજડ પ્રદેશમાં રેલ્વે નથી.

હિંદુસ્તાનની રેલ્વેને પેશાવરથી રૂશીઆઇ તુર્કસ્તાનમાં ખોકંદ, સમરકંદ આગળ જોડી દે તો હિંદુસ્તાનથી છેક પારિસ સુધી રેલ્વેમાં જઇ શકાય. મોટી રેલ્વેઓ નીચે પ્રમાણે છે.

૧ **ટ્રાન્સ સૈબિરિઅન રેલ્વે**—લગભગ ૫૦૦૦ માઇલ લાંબી છે. સૈબિરિયાના પૂર્વ કિનારે જાપાની સમુદ્રમાં **વ્લેડીવોસ્ટોક** બંદર છે ત્યાંથી શરૂ થઇ મંચુરિઆમાં હરબીન શહેર આગળ થઇ, ઇર્કુટસ્ક અને મોસ્કો થઇ, પેટ્રોગ્રેડ સુધી જાય છે. મોસ્કોથી યુરોપની રેલ્વે બર્લીન થઇ પારિસ જાય છે. એટલે એશિઆના પૂર્વ છેડાથી યુરોપના પશ્ચિમ છેડા સુધી રેલ્વેમાં મુસાફરી થઈ શકે છે. આ રેલ્વેમાં ઇંગ્લાંડથી જાપાનની ટપાલ જાય છે. આ રેલ્વેનો એક ફાંટો રૂશિઅન તાર્તારીમાં ખોકન્દ સુધી જાય છે.

૨ **ટ્રાન્સ કાસ્પિઅન રેલ્વે**—ખોકન્દથી કાસ્પિઅન સમુદ્રના પૂર્વ કિનારા સુધી જાય છે. અને તેના પશ્ચિમ કિનારે બાકુ શહેરથી શરૂ થઇ એક ફાંટો મોસ્કો જાય છે ને બીજો ફાંટો બાટુમ જાય છે. બાકુમાં ઘાસ્તેલના કુવા છે ત્યાંથી તે રેલ્વેમાં બાટુમ સુધી લઇ જઇ ત્યાંથી કાળા સમુદ્રમાં થઇ બીજા દેશોમાં જાયછે.

૩ **તુર્કસ્તાન રેલ્વે**—કાળા સમુદ્રના કિનારાના સ્કુટરી બંદરેથી શરૂ થઇ અદના થઇ ઇરાની અખાતને છેડે બસરા સુધી જાય છે. વચ્ચે એક ફાંટો સ્મર્ના અને અંગોરા જાય છે, બીજો ફાંટો મક્કા સુધી જાય છે. જેરૂસલામ પાસેથી એક લાઇન સુવેઝની નહેરમાં થઇ આફ્રિકામાં કેરો શહેર સુધી જાય છે.

૪ **ચાઇનીઝ રેલ્વે**—ટ્રાન્સ સૈબીરિઅનમાંથી મંચુરિઆમાં હરબેન શહેર આગળથી એક ફાંટો નીકળી મકડન, પેકિન થઇ હોંગકોંગ અને શાંગહાઇ જાય છે. મકડનથી એક ફાંટો સેઓલ જાય છે.

**૫ જાપાનીઝ રેલ્વે**—ઉત્તરથી દક્ષિણ છેડા સુધી એક એક લાઇન છે. અને બીજી તેની નાની નાની શાખાઓ છે.

૬ હિંદુસ્તાનમાં દરેક ભાગમાં રેલ્વે થઇ છે. તે હિંદુસ્તાનની ભૂગોળમાં શીખી ગયા છો.

**જળ માર્ગ**—હિંદુસ્તાનનો બીજા દેશો સાથેનો સઘળો વેપાર દરિઆ માર્ગે થાય છે. ચાલુ સમયમાં ઓસ્ટ્રેલિઆ, જાપાન, ચીન અને હિંદુસ્તાનનો યુરોપ સાથેનો વેપાર ચલાવવામાં હિંદી મહાસાગર એક મહત્વનો ધોરી રસ્તો થઇ પડયો છે.

**હિંદુસ્તાનમાંથી ઈગ્લાંડ જવાના રસ્તા**—(૧) મુંબાઇથી અરબી સમુદ્રમાંથઇ એડન બંદર જે 'રાતા સમુદ્રનો દરવાજો' ગણાય છે. ત્યાં થઇ રાતા સમુદ્રમાં થઇ સુવેઝની નહેરમાં થઇ, ભૂમધ્ય સામુદ્રમાં થઇ જીબ્રાલ્ટરની સમુદ્રધુની આગળ થઇ ઇંગ્લીશ ચેનલમાં થઇ લંડન જવાય છે. આ રસ્તે ૬૫૭૦ માઇલ થાય છે અને ૨૧ દિવસમાં જવાય છે (૨) ઉપરને રસ્તે ભૂમધ્ય સમુદ્રમાં આવી ઇટાલીના બ્રીન્ડીસી બન્દરે ઉતરી ત્યાંથી રેલ્વેમાર્ગે ફ્રાન્સમાં કેલે શહેર આગળ થઇ ડોવર જાય છે અને ત્યાંથી લંડન જવાય છે. આ રસ્તે ૫૪૩૯ માઇલ થાય છે અને ૧૪ દિવસમાં જવાય છે.

મુંબાઇથી કરાંચી બે દિવસમાં, ઝાંઝીબાર (આફ્રિકા) ૧૬ દિવસમાં, મોરીશીઅસ ૯ દિવસમાં, કોલંબો ૪ દિવસમાં જવાય છે. કોલંબોથી કલકત્તા ૫ દિવસમાં અને કલકત્તાથી શાંગહાઇ બંદર ૧૪ દિવસમાં જવાય છે.

**વિમાન માર્ગ**-ઈગ્લાંડથી હિંદુસ્તાનમાં કરાંચી અને દિલ્હી ટપાલ વિમાનમાં આવવાની શરૂ થઇ છે.


એશિઆખંડ

## કૃતિ.

૧ ચીન અને જાપાનના ઉદ્યોગ ધંધા વિશે ની સ્થીતિ સમજાવો ?

૨ સામેના નકશામાં એશિઆખંડમાં આવેલી રેલ્વે દોરો અને તેમાં આવતાં મુખ્ય શહેરો લખો ?

૩ આ ખંડના કયા ભાગોમાં બીલકુલ રેલ્વે નથી અને તેનું કારણ શું છે તે જણાવો ?

૪ આ ખંડમાં મોટામાં મોટી રેલ્વે કઇ છે અને ઇંગ્લાંડથી જાપાનની ટપાલ કયે રસ્તે જાય છે તે જણાવો ?

૫ હિંદુસ્તાનથી ઇંગ્લાંડ જવાના કયા કયા રસ્તા છે તે જણાવો ?

૬ એશિઆમૈનરમાં આવેલા સ્કુટરી બંદરથી સૈબિરિઆના વ્લેડીવોસ્ટૉક બંદર સુધી કિનારે કિનારે જતાં જે જે બંદરો આવે તેમનાં નામ તે તે સ્થળે લખો ?



### એશિઆખંડના **દેશો, મુખ્ય શહેર** અને **રાજ્યવ્યવસ્થા.**

( ૧ ) હિંદુસ્તાન—સિલોન, બ્રહ્મદેશ અને બલુચિસ્તાન સહિત. ( દિલ્હી ), હિંદીચીન ( સિયામમાં બાંગકોક, ફ્રેન્ચ

હિંદીચીનમાં હૅનોય, અને મલાયા દ્વીપકલ્પમાં સિંગાપોર ); (૩) ચીનાઇ રાજ્ય ( શુદ્ધ ચીનમાં પેકિન, મંચુરિઆમાં મકડન, મોંગોલીઆમાં ઉર્ગા, પૂર્વ તુર્કસ્તાનમાં યાર્કંડ, અને ટિબેટમાં લાસા ); (૪) જાપાન–કોરિઆ સહિત ( ટોકીઓ ), (૫) એશિઆઇ રૂશિઆ ( સેબિરિઆમાં ઇર્કુટસ્ક, રૂશિઅન તાર્તરીમાં તાસ્કંદ, કોકેશીઆમાં ટિફ્લીસ ); ( ૬ ) એશિઆઇ તુર્કસ્તાન ( એશિઆમાઇનરમાં સ્મર્ના, આર્મીનિઆ અને કુર્દિસ્તાનમાં અર્જરૂમ, મેસેપોટેમિઆમાં મોસલ, સિરિઆ અને પેલેસ્ટાઇનમાં (બૈરૂટ); (૭) અરબસ્તાન (હેઝાઝ, યમન, હેંદ્રામોંત અને ઓમાન–મક્કા); (૮) ઇરાન (તેહરાન), (૯) અફઘાનિસ્તાન ( કાબુલ ).

## રાજ્ય વ્યવસ્થા.

બ્રિટિશ મુલક, જાપાન અને ઇરાનમાં રાજા પ્રતિનિધિઓની સલાહથી રાજ્ય ચલાવે છે. (રાજા પ્રજા સત્તાક)

ચીન ૧૯૧૨ થી, રૂશિઆ ૧૯૧૭ થી અને તુર્કસ્તાન ૧૯૨૨ થી પ્રજાસત્તાક રાજ્યો છે. સિયામ, હિંદીચીન, અરબસ્તાન અને અફઘાનિસ્તાન રાજા સત્તાક રાજ્યો છે.

એશિઆખંડમાં **બ્રિટિશ મુલક** — હિંદનું સામ્રાજ્ય, સિલોન, સ્ટ્રેટસેટલમેંટસ* પેલેસ્ટાઇન અને મેસેપોટેમિઆ, તથા એડન, સોકો ્ા, હોંગકોંગ, અને વેહાઇ- વે ટાપુઓ ે.

**ફ્રેન્ચનો મુલક**—હિંદીચીન, પોંડીચેરી અને સીરિયા છે. તુર્કસ્તાન, અર્બસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન એ **મુસલમાની રાજ્યો** છે.

# કૃતિ.

૧ સાથેના નકશામાં એશિઆખંડના દેશોનાં અને તેનાં મુખ્ય શહેરનાં નામ લખો.

૨ આ ખંડમાં રાજા સત્તાક રાજ્યો, પ્રજાસત્તાક રાજ્યો, રાજા પ્રતિનિધિની સલાહથી ચલાવતાં રાજ્યો અને મુસલમાની રાજ્યો કયાં છે તે જણાવી તેમાં રા. પ્ર. સ. અને મુ. લખો.

૩ આ ખંડમાં બ્રિટિશ મુલક અને ફ્રેન્ચનો મુલક કયો છે તે જણાવી તેમાં ' બ્રિ. ', ' ફ્રે. ', લખો.

૪ એશિઆઇ રૂશિઆ, એ· તુર્કસ્તાન, અરબસ્તાન અને હિંદી ચીનના ભાગોનાં નામ આપો અને તેમની રાજ્ય વ્યવસ્થા કેવી છે તે જણાવો.

૫ સ્ટ્રેટ સેટલમેન્ટસ એટલે શું અને તે કયાં છે તે જણાવો.

૬ કયો દેશ " ઉગતા સૂર્યની ભૂમિ " કહેવાય છે તે કારણ સાથે જણાવો.

---

* મલાયા દ્વીપકલ્પમાં સ્ટ્રેટ સેટલમેન્ટસ એટલે સામુદ્રધુની ઉપરનાં સંસ્થાનો મલાક્કા, સિંગાપોર અને પિનાંગ છે.


એશિઆખંડ

# હિંદીચીન.

( મોન્સૂનનો પ્રદેશ )




આ બ્રહ્મદેશ અને ચીનની વચ્ચે આવેલો દ્વીપકલ્પ છે. તેમાં
૧) સિયામ (૨) ફ્રેંચ હિંદીચીન અને (૩) મલાયા
દ્વીપકલ્પ એ ત્રણ દેશો આવેલા છે. [ આ દેશ ઉષ્ણકટિબંધ

અને મોન્સૂનના પ્રદેશમાં આવેલો છે. તેની હવા ઘણી ગરમ અને શરદ છે. મલાયા દ્વીપકલ્પના દરિઆ કિનારાની હવા સમ છે. અહીં મોન્સૂનનો પુષ્કળ વરસાદ થાય છે, અને તેથી દરેક પ્રકારની વનસ્પતિ અને ઝાડ થાય છે. લોકો મોંગોલિઅન જાતના છે. અને મલાયા દ્વીપકલ્પમાં મલાઇ જાતના છે તેઓ મુસલમાની ધર્મ પાળે છે. બીજા ઘણા લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. ] **મુખ્ય નદીઓ મેકાન્ગ કે કામ્બોડિઆ અને મેનામ** છે. મેનામ નદીના પાણીથી ડાંગેર પુષ્કળ થાય છે.

( ૧ ) **સિઆમ**—બ્રહ્મદેશની પૂર્વે આવેલું **સ્વતંત્ર** રાજ્ય છે. તેનો રાજા બૌદ્ધ ધર્મ પાળે છે. ત્યાંની મુખ્ય પેદાશ સાગનાં લાકડાંની છે. લાકડાં ખસેડવા વગેરે મજુરીના કામમાં હાથીનો ઉપયોગ બહુ કરવામાં આવે છે. **મુખ્ય પાક** ચોખા છે જે પરદેશ જાય છે. બીજી પેદાશ રૂ, તમાકુ, શેરડી અને મરી છે. મુખ્ય શહેર **બાંગકોક** ( ૯૩,૦૦૦ ) મેનામ નદીના મુખ આગળ મોટું બંદર છે. આ શહેરની અડધી વસ્તી નદીમાં વહાણમાં વાંસનાં ઘર બાંધીને રહે છે.

( ૨ ) **ફ્રેંચ હિંદીચીન**—આ દેશ ફ્રાન્સને તાબે છે અને તેમાં તેમનો ગવરનર જનરલ રહે છે. તેમાં **કોચીનચીન** ફ્રેંચનું સંસ્થાન છે અને **ટોનકીન, અનામ,** અને **કમ્બોજ** તેના રક્ષણ તળેનાં રાજ્યો છે. **મુખ્ય પેદાશ** ચોખા, રેશમ, રૂ, ખાંડ, અફીણ, તમાકુ, તજ, મરી, એલચી, ચા, ગુંદ અને માંછલાં છે. ટોનકીનમાં **કોલસા** અને કંબોજમાં **રેવંચીના શીશાની** ખાણો છે. મુખ્ય શહેરો—**સેગોન** ( ૭૨,૦૦૦

મુખ્ય શહેર અને બંદર છે. **હેનોઇ** ટોનકીનની રાજધાની છે. તે રેશમી કાપડ અને ભરતકામને માટે પ્રખ્યાત છે. **હ્યુ** આનામની રાજધાની અને **નોમપેન** કંબોજની રાજધાની છે.

( ૩ ) **મલાયા દ્વીપકલ્પ**—આ દ્વીપકલ્પનાં ઉત્તરનાં રાજ્યો સિયામના રાજાના તાબામાં છે અને દક્ષિણનાં સ્ટ્રેટ સેટલમેંટસ (સામુદ્રધુની.પરનાં સંસ્થાનો) અંગ્રેજ સરકારના તાબામાં છે. સ્ટ્રેટ સેટલમેંટસનાં રાજ્યો **મલાક્કા સિંગાપોર** અને **પિનાંગ** છે. અહીં મલાઇ ( મુસલમાન જાતના ) લોકો વસે છે. અહીંના જંગલમાં ઉરાંગઉટાંગ નામે વાંદરની મોટી જાત વસે છે. આ દેશમાં સુંદર પીછાંવાળાં પક્ષીની વસ્તી ઘણી છે. રબર અને કલઇથી દેશ સમૃદ્ધવાન બન્યો છે. બધા દેશમાં કાચી સડકો બાંધેલી છે અને તેના પર મોટરો ચાલે છે. **સિંગાપોર**—મુખ્ય શહેર **સિંગાપોર** ( ૪,૨૩.૦૦૦ ) છે. તે સ્ટ્રેટ સેટલમેન્ટસની રાજધાની છે. તે સારી સગવડવાળું અને સુરક્ષિત બંદર છે. વળી તે નાકાસૈન્યનું સ્થળ અને સ્ટીમરોને કોલસા લેવાનું મથક છે. તેની આસપાસની દ્રવ્યભૂમિ સારી છે તેથી વેપાર સારો ચાલે છે. તે વિષુવવૃતની છેક પાસે હોવા છતાં ત્યાંની હવા બહુ ગરમ નથી. ત્યાં જાતજાતનાં ફળો થાય છે. આ બંદરેથી તજ મરીમશાલો, બુંદ, અનનાસ, નાળિએર, એળીઓ, **કલઇ** અને **રબર** વિગેરે વસ્તુઓ **પરદેશ** જાય છે. **પીનાંગટાપુ**—છેક ઉત્તરમાં આ ટાપુ આવેલો છે. તે સં. ૧૭૮૫ માં બ્રિટિશ લોકના હાથમાં આવ્યો. તે ૧૫ માઇલ લાંબો અને ૫ માઇલ પહોળો છે. આ બેટમાં નાળિએરી અને સોપારીનાં મોટાં વન છે. તેથી તેને **સોપારીનો**

બેટ પણ કહે છે. મુખ્ય શહેર **જ્યૉર્જટાઉન** ( ૧,૨૯,૦૦૦ ) છે. બીજું એકે મોટું શહેર નથી. અહીંથી નાળિએર, સોપારી, ખુંદ, લવંગ અને જાયફળ દેશાવર જાય છે. **મલાક્કાનું** મુખ્ય શહેર મલાક્કા છે.

**મલય આર્કિપેલેગો**—એશિઆ અને ઑસ્ટ્રેલિઆની વચ્ચે વિષુવવૃત્તની બંન્ને બાજુ આ ટાપુઓ આવેલા છે. તેમાં ફિલિપાઇન, બોર્નીઓ, જાવા અને સુમાત્રા એશિઆખંડને લગતા છે. અને સંડા, ન્યુગીની અને મોલુક્કાસ આસ્ટ્રેલિઆને લગતા છે. મુખ્ય વસ્તી મલાઇ લોકોની છે. એશિઆને લગતા દ્વીપોમાં સુમાત્રા અને જાવા ડચ લોકોને તાબે છે. બોર્નીઓનો ઉત્તર ભાગ બ્રિટિશ સરકારને તાબે અને દક્ષિણ ભાગ ડચ લોકોને તાબે છે. ફિલિપાઇન યુનાઇટેડ સ્ટેટસને તાબે છે. તે દુનિયામાં થતા નાળિએરનો મુખ્ય પ્રદેશ છે. સુમાત્રા અને જાવામાં ચોખા, શેરડી ( ખાંડ ), તેજાના, તમાકુ, કૉફી, સિંકોના નાળીએર અને રબર તથા ફિલિપાઇનમાં દોરડાં અને ચીરૂટ પુષ્કળ થાય છે.

## કૃતિ.

૧ હિંદીચીનના દેશો કયા છે અને તે કોના તાબામાં છે તે જણાવો.

૨ સ્ટ્રેટ સેટલમેન્ટસ એટલે શું અને તે કયાં છે તે જણાવો.

૩ સિઆમ, ફ્રેન્ચ હિંદીચીન અને મલાયા દ્વીપકલ્પનાં શહેરો તથા તેમની પેદાશ લખો.

૪ સિંગાપોરની મહત્વતા વિશે જે જાણતા હો તે લખો.

# ચીનાઇ રાજ્ય.



ચીનાઈ રાજય.

આ મોટું રાજ્ય એશિઆના દક્ષિણ પૂર્વ ભાગમાં આવેલું છે. તે ઉત્તરે સૈબીરીઆ, પૂર્વમાં પાસિફિક, દક્ષિણમાં હિંદીચીન, અને પશ્ચિમે પામીર સુધી આવેલું છે. આ દેશ પૃથ્વી ઉપર વધારેમાં વધારે વસ્તીવાળો છે. તેમાં મોંગોલિયન જાતના લોકો વસે છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. તેઓનો મુખ્ય ખોરાક ચા, ચોખા અને માછલાં છે. આ દેશનું ક્ષેત્રફળ બેતાળીસ લાખ ચો. માઇલ અને વસ્તી ૪૦ કરોડની છે. આ દેશમાં કેટલીક મોટી નદીઓ છે. જેવી રીતે હિંદુસ્તાનમાં સિંધુ, ગંગા અને બ્રહ્મપુત્રા છે, તેવી રીતે અહીં હોઆંગહો, યાંગસીકાંગ, અને કંતાન છે. તેમાં ચોમાસામાં પુર આવે છે. તેમની ખીણો ફળદ્રુપ હોવાથી ઘણો

પાક થાય છે તેથી ઘણી ઘાડી વસ્તી છે, તેથી તેઓ વહાણોમાં ઘર બાંધીને રહે છે. આ રાજ્યના પાંચ ભાગ છે. (૧) **શુદ્ધચીન** (૨) **મંચુરિઆ** (૩) **મોંગોલિઆ** (૪) **પૂર્વતુર્કસ્તાન** (તાર્તરી). અને (૫) **ટિબેટ.**

(૧) **શુદ્ધચીન**—(મોન્સૂનનો પ્રદેશ) શુદ્ધચીનના ઉત્તર ભાગમાં વિશાળ સપાટ મેદાનો આવેલાં છે. આ મેદાનની માટી પીળી, રસાળ અને ફળદ્રુપ છે. આ ભાગમાં હોઆંગહો નદી વહે છે તે પુષ્કળ પીળી માટી ખેંચી લાવે છે. વસ્તીનો ઘણો ભાગ આ પ્રદેશમાં રહે છે. દક્ષિણ ભાગમાં પર્વતોની લાંબી હારો આવેલી છે. [ શુદ્ધચીનમાં લગભગ ૩૦ કરોડ માણસની વસ્તી છે ].

આ દેશમાં ઘણા માઇલ તાર અને રેલ્વે બાંધવામાં આવી છે આ રાજ્ય ૧૯૧૨ ની સાલથી પ્રજાસત્તાક થએલું છે.

**ચીનની મોટી નહેર–લોકસની નદી**—આ દેશમાં નદીઓ મારફત માલની અવર જવર થતી હોવાથી તે નદીઓને જોડવા સારૂ અનેક કાંસ ખોદવામાં આવ્યા છે. તેમાં એક મોટી જબરી નહેર છે. ચીનાઓ તેને "**લોકસની નદી**" અથવા "**વેપારની નદી**" કહે છે. આ રાક્ષસી નહેરની યોજના તેરમા સૈકામાં થઇ હતી. તે લગભગ ૬૫૦ માઇલ લાંબી છે, અને પેકિન તથા કંતાન વચ્ચેનો વેપાર ઘણી સહેલથી થઇ શકે છે. નહેર ખાતાના અદભૂત પરાક્રમ તરિકે આ નહેર ચીનની દિવાલ કરતાં લેશમાત્ર ઉતરતી નથી.

**ચીનની દિવાલ**—ચીનની ઉત્તરે ૧૯૦૦ માઇલ લાંબી ૩૦ ફુટ ઉંચી અને વીસ ફુટ પહોળી દિવાલ છે. આ દિવાલ ૨૦૦૦ વર્ષ ઉપર બાંધવામાં આવી હતી. દુનિયામાં માણસના હાથથી આવું મોટું કામ આ છેલ્લું છે એવી તેની ખ્યાતિ છે. તે દિવાલમાં સો સો વારને અંતરે ૪૦ ફુટ ઉંચા બુરજો કરવામાં આવ્યાં છે. આગળ તાતાર લોકો ચીન પર ઘણી સ્વારીઓ કરતા તેઓ દેશમાં પે        તેને માટે તે બાંધેલી છે.

આ દેશની હવા ઠંડી છે. ઉત્તરમાં સાધારણ ગરમી, પશ્ચિમમાં ઠંડી (ઉચ્ચ પ્રદેશ હોવાથી), અને દક્ષિણના સપાટ પ્રદેશમાં સખત તાપ પડે છે. દરિઆ કિનારાની હવા સમધારણ છે. પૂર્વ કિનારાપર મહાસાગરના ભેજવાળા પવનને લીધે વરસાદ ઘણો પડે છે.

**વનસ્પતિ**—વાંસ, શેતુર, **કપુર**, ગુંદર, લાખ, પોપર, તથા દવાના ઉપયોગનાં ઝાડો અહી પુષ્કળ થાય છે. મેવો પણ પુષ્કળ થાય છે. હિંદુસ્તાનના જેવી ઉષ્ણ હવા અને ભરપુર વરસાદને લીધે ડાંગેર પુષ્કળ થાય છે.

**મુખ્ય પેદાશ**—ઘઉં, જવ, મકાઇ, જુવાર, બાજરી, કપાસ, ચા, અફીણ **અને** શેરડી છે. અહીં **રેશમ** પુષ્કળ થાય છે.

**ખનીજ**—ચીનાઇ માટી, કોલસા, લોખંડ, તાંબુ, રૂપુ, કલઇ, અને પારો છે.

**નદીઓ**—ચીનમાં હોઆંગહો અને યાંગસીકાંગ એ બે દુનીઆમાં મોટી ગણાતી નદીઓ છે. દક્ષિણ ભાગમાં આ નદી-

ઓથી જ વ્યાપાર અને માલની અવર જવર થાય છે. તેમાં ઘણે દૂર સુધી વહાણો ફરી શકે છે. તે ઉપરાંત પૈહો, અને સિકાંગ (કન્ટોન) બીજી નદીઓ છે.

**મુખ્ય શહેરો—પેકિન**–રાજધાનીનું શહેર પૈહો નદીપર છે. **ટિએન્સીન**—પૈહો નદી ઉપર, શાંગહાઇ–યાંગસિકાંગ નદી ઉપર **કુચ્ચૌ**—ફાર્મોસા બેટના સામા કિનારા ઉપર અને **કેન્ટોન**–સિકયાંગ નદી ઉપર એમ એ ચારે બંદરો છે. હિંદુસ્તાનથી જતા ઉતારૂઓ શાંગહાય બંદરે ઉતરે છે. **કેન્ટોન** શહેર રેશમી કાપડ, ચીનાઇ માટીના વાસણ, લાખ, હાથીદાંત અને ધાતુનું કામ તથા કાચ કાગળ, રેશમ માટે પ્રખ્યાત છે. તથા છાપવાની કળા અને બંદુકના દારૂની, અને ફટાકડાની બનાવટ પ્રથમ શોધને માટે આ દેશ પહેલે નંબરે છે, **ટાપુઓ**—હૈનાન (ચીનને તાબે), હોંગકોંગ (ઇંગ્લાંડને તાબે), ફોર્મોસા અને લુચ્ચુ જાપાનને તાબે છે.

**પરદેશી સંસ્થાનો** (૧) **મકૌ**—દક્ષિણ કિનારા ઉપર પોર્ટુગીઝને તાબે છે.

(૨) **હોંગકોંગ** બેટ કન્ટોન નદીના મુખ આગળ છે, તે બ્રીટીશ સરકારને તાબે છે. તેનું મુખ્ય શહેર વિકટોરિઆ મોટું બંદર અને લશ્કર તથા નૌકાસૈન્યનું સ્થળ છે. ત્યાંથી અફીણ, ચા, ખાંડ, હાથીદાંત, રેશમ, અંબર, કપુર વગેરે પરદેશ જાય છે.

(૧) પૂર્વ કિનારા ઉપર **કયાઉચ્યાઉ** બંદર જાપાનને તાબે અને **વેહાઇવે** બંદર ઇંગ્લાંડને તાબે છે.

( ૨ ) **મંચુરિઆ**—કોરિઆની ઉત્તરે અને પશ્ચિમે આવેલો છે. આ દેશમાં ઠંડી વધારે પડે છે. તેનો કેટલોક ભાગ જાપાનના તાબામાં છે. મુખ્ય શહેર **મકડેન**–( ૧,૫૮,૦૦૦ ) રાજધાનીનું શહેર છે. તે સાગના વેપારને માટે પ્રખ્યાત છે. મુખ્ય બંદર **પોર્ટ-આર્થર** છે તે જાપાનના તાબામાં છે. સેબીરિઅન રેલ્વે તે બંદર સુધી આવેલી છે. અહીંનો મુખ્ય પાક અફીણુ અને ગળી છે.

( ૩ ) **મોંગોલિઆ**—મંચુરિઆની પશ્ચિમે આવેલો ઉચ્ચ પ્રદેશ છે. તેમાં ગોબીનું મોટું રણુ આવેલું છે. અહીંના લોકો તાર્તાર જાતના છે. તેની ભટકતી ટોળીઓ છે. તેના સરદારને ખાન કહે છે. તેનું મુખ્ય શહેર **ઉર્ગા** છે. આ રાજ્ય પ્રજાસત્તાક છે. અને તે રૂશિઆના તાબામાં છે. બીજું શહેર **મૈમશિન** છે.

( ૪ ) **પૂર્વ તુર્કસ્તાન અથવા ચિનાઇ તુર્કસ્તાન**—ચીનાઇ રાજ્યનો પશ્ચિમ ભાગનો આ પ્રદેશ છે, તેની ઉત્તર, પશ્ચિમ ને પૂર્વ ત્રણે બાજુ પર્વતોની હાર આવેલી છે. ત્યાં શિયાળામાં ઘણી ઠંડી પડે છે અને ઉનાળામાં ઘણો તાપ પડે છે. લોકો તુર્કી મુસલમાન છે અને મુસલમાની ધર્મ પાળે છે. તેઓ ગામમાં કે શહેરમાં રહેતા નથી પણ પોતાનાં ઢોર લઇને જ્યાં ચારો મળે ત્યાં ભટકતા ફરે છે. તેઓ ઢોરના માંસ તથા દુધ ઉપર જીવે છે.

**મુખ્ય શહેર**—યારકંડ મોટું શહેર છે. **કાસ્ગર** રાજધાનીનું શહેર અને વેપારનું મથક છે. તે રૂસ્તમની જન્મભૂમિ છે.

**ટિબેટ**—હિંદુસ્તાનની ઉત્તરે એ દેશ આવેલો છે તે ૧૩૦૦ માઇલ લાંબો છે. આ દેશની જમીન દુનિયામાં ઉંચામાં ઉંચી

(૧૫૦૦૦ ફુટ) છે. આ દેશમાંથી ઘણી મોટી નદીઓ નીકળે છે. ટિબેટમાં સાથી મોટી નદી **સાંપુ** છે. તે આગળ બ્રહ્મપુત્રાને નામે ઓળખાય છે અને મુખ્ય સરોવરો **ટેગ્રીનોર** અને **માનસરોવર** છે. તેમાં **મુખ્ય શહેર લાસા** રાજધાનીનું શહેર છે. બૌદ્ધધર્મના મોટા ધર્મગુરૂ **લામા** તેમાં રહે છે. ત્યાં હિંદુસ્તાનની પેઠે ત્રણ ઋતુઓ છે. શિયાળામાં સખત ટાઢ પડે છે, ત્યાં સુરોખાર અને સિંધવની ખાણો છે, અને કેટલીક જગ્યાએથી ચોખુ સોનુ નીકળે છે. ત્યાં **જંગલી ગાય** અને **ગોધા** થાય છે તેમના પુછડાના વાળના **ચમર** થાય છે. **કસ્તુરી મૃગ**ના પેટ આગળ દુંટીમાં **કસ્તુરી** થાય છે. ત્યાંના બકરાંના ઉનની **શાલ** બને છે. ત્યાં **યાક** નામનું બળદના જેવું જનાવર થાય છે તે ભાર ઉચકવાના કામમાં આવે છે. ત્યાં મોંગોલિઅન લોકો વસે છે અને બૌદ્ધ ધર્મ પાળે છે. તેઓનો મોટો ધર્મગુરૂ **લામા** જે બુદ્ધનો અવતાર કહેવાય છે તે રાજા ગણાય છે અને **લાસા** શહેરમાં રહે છે.

( હુન્નર, ઉદ્યોગ, અને વેપાર માટે જુઓ પાન ૨૯ )

## કૃતિ.

૧ ચીનાઇ રાજ્યના ભાગો અને તેમનાં મુખ્ય શહેર લખો.

૨ દુનિયાના બધા ભાગો કરતાં વધારે ગીચ વસ્તી ચીનના કયા ભાગમાં છે અને તેનું કારણ શું તે જણાવો.

૩ ચીનની દિવાલ અને લોકસની નદી ( નહેર ) વિશે જે હકીકત જાણુતા હો તે લખો.

૪ ચીનની વનસ્પતિ, ખનીજ, અને હુન્નર ઉદ્યોગ તથા વેપાર વિશે જે જાણુતા હો તે લખો.

# જાપાન.




( કોરીઆ સહિત )

ચીનના ઇશાન ખૂણામાં જાપાનનું રાજ્ય આવેલું છે. તે દેશ છેક પૂર્વમાં આવેલો હોવાથી "**ઉગતાસૂર્યની ભૂમિ**" કહેવાય છે. તેનું ક્ષેત્રફળ બે લાખ પાંસઠ હજાર ચોરસ માઇલ અને વસ્તી છ કરોડની છે. પશ્ચિમ યુરોપમાં જેવી રીતે ગ્રેટબ્રિટન આવેલું છે તેવી રીતે પૂર્વ એશિઆમાં જાપાન આવેલું છે. એ દેશ ઘણા બેટો મળીને થએલો છે. તેમાં ચાર મોટા

અને બીજા સેંકડો નાના બેટો છે. તેમાં સૌથી મોટો હોનશિયુ છે. બીજો હોકાઇડો તેની ઉત્તરે, અને ક્યુશિયુ તેની દક્ષિણે આવેલા છે. સૌથી નાનો શિકોક, ક્યુશિયુની પૂર્વે આવેલો છે. તે સિવાય ક્યુરાઇલ, ફાર્મોસા, લુચ્યુ વગેરે બેટો છે. ક્યુરાઇલ ૧૮૭૫ માં રૂશિઅન તરફથી સઘેલીઅન બેટના કેટલાક ભાગના બદલામાં જાપાનને મળેલો છે.

આટલાંટિક મહાસાગરમાં યુરોપખંડના બ્રિટિશ ટાપુઓ છે તેવી રીતે પાસિફિક મહાસાગરમાં એશિઆખંડના જાપાનના ટાપુઓ છે. આ ટાપુનો **કિનારો** ખાંચા ખાંચાવાળો છે, તેમાં મોટાં અને સારાં બંદરો છે, અને ત્યાં થઇને બીજા દેશોમાં વેપારી સ્ટીમરોને જવાનો ધોરી માર્ગ છે. તેથી વેપારને ઘણો ફાયદો છે. કિનારે માછલાં પકડવાનો ધંધો ઘણો ચાલે છે.

**હવામાન**—જાપાનના બેટો સમશિતોષ્ણ અને શીત કટિબંધમાં આવેલા હોવાથી દક્ષિણમાં હવા ગરમ અને ઉત્તરમાં સાધારણ ઠંડી માલમ પડે છે. આ કટિબંધમાં બીજી જગ્યાએ જે ચીજો થાય છે તે અહીં થાય છે. મેકિસ્કોના અખાતમાં ઉત્પન્ન થએલો ઉના પાણીનો પ્રવાહ ઇંગ્લાંડ તરફ વહે છે તેથી તે દેશની હવા ઉપર જે પરિણામ થાય છે તે જ પરિણામ '**કાળા પ્રવાહ**' (**ક્યુરોસીવો**) નામના ઉન્હા પવનને લીધે જાપાનમાં થાય છે. આ પ્રવાહ ઉષ્ણકટિબંધમાં ફિલિપાઇન બેટ પાસે પેદા થઇ ઉત્તર તરફ વહેતો વહેતો કિશિયુ બેટના દક્ષિણ કિનારા પાસે આવીને અટકે છે, ત્યાં તેનો નાનો અને મોટો એવા બે પ્રવાહ થઇ મોટો પ્રવાહ જાપાનના પૂર્વ કિનારા તરફ

થઇને વહે છે અને નાનો પ્રવાહ પશ્ચિમ કિનારા પાસે વહી જઇ ઉત્તર તરફ પાસિફિક મહાસાગરમાં જઇ મળે છે. આ પ્રમાણે જાપાનની બેઉ બાજુ ઉન્હા પાણીનો પ્રવાહ વહેતો હોવાથી ઠંડીની અસર ઘણી જ કમી થઇ હવા સમધારણ રહે છે. તે ટેમ્પરેટ મોન્સૂનની હવાનો પ્રદેશ હોવાથી ત્યાં શિયાળામાં તથા ઉનાળામાં વરસાદ પડે છે, પણ ઉનાળામાં વિશેષ પડે છે.

જાપાનમાં પર્વતો લાંબા અને સાંકડા હોવાથી તેમાં એકે મોટી નદી નથી. મોટામાં મોટી નદી **રોને** છે. તેની લંબાઇ ૧૭૦ માઇલ છે. આ બેટોમાં જ્વાળામુખી પર્વતો ઘણા છે અને તેથી ઘણા ધરતીકંપો થાય છે. દરવર્ષે લગભગ ૪૦૦ થી ૫૦૦ ધરતીકંપના આચકા થાય છે. મોટામાં મોટું સરોવર **વિણા સરોવર** છે તેનો આકાર વીણાના જેવો છે તેથી તેનું નામ વીણા પડયું છે.

**લોકો અને ધર્મ**–જાપાની લોકો મોંગોલિઅન જાતિના છે. તેઓ ચીનાઓની પેઠે પીળચટા અને મધ્યમ કદના છે. તેઓ બૌદ્ધ અને શીતોઇઝમ ધર્મ પાળે છે. શીતોઇઝમ ધર્મના લોકો પોતાના પૂર્વજો અને મીકાડોની પૂજા કરે છે. તેઓ સુધરેલા ઉદ્યોગી, વેપારમાં આગળ પડતા અને યુદ્ધકળામાં ઘણા નિપુણ છે. તેઓનો મુખ્ય ખોરાક ભાત, માછલાં અને ચોખા છે. ત્યાંના રાજાને મીકાડો કહે છે. તે પાર્લામેંટની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવે છે.

## હુન્નર ઉદ્યોગ અને ધંધો.

( હુન્નર અને ઉદ્યોગ માટે જુઓ પાન ૨૭.)

**ધંધો**–આ દેશમાં માછલાં પકડવાનો ધંધો મોટા પાયાઉપર

ચાલે છે. લગભગ ૨૦ લાખ માણસ આ ધંધામાં રોકાયલાં હોય છે. (૨) બીજો ધંધો રેશમના કીડા ઉછેરવાનો છે. જાપાનથી કાચુ રેશમ હિંદુસ્તાનમાં આવે છે તેમ જ અમેરિકામાં જાય છે. જાપાનમાં ત્રીજો (૩) મોટો ઉદ્યોગ **ચાનો છે. ચાની** મોટી વખારો યોકોહામા બંદરપર છે. ત્યાંથી તેનો મોટો જથો અમેરિકા જાય છે. તે સિવાય ત્યાં લાખના રંગનું કામ બહુ જ સુંદર અને ટકાઉ થાય છે. અને તેનો વારનીસ ઉત્તમ પ્રકારનો થાયછે.

**મુખ્ય પેદાશ**-અનાજ, ચોખા, **ચા**, રૂ, તમાકુ, શેરડી, કપુર, ગુંદર, લાખ, અને શેતુરનાં ઝાડ છે;

**ખનીજ**માં કોલસા, લોઢું, તાંબુ, ગંધક, ચીનાઇ માટી ઘાસ્તેલ અને સુર[illegible]ા છે.

**મુખ્ય શહેર–ટોકિઓ** રાજધાનીનું શહેર છે. એનું જુનું નામ **યદ્દો** છે. **કિઓટો**—જુનું રાજધાનીનું શહેર હતું. ત્યાંનાં માટીનાં વાસણ રમકડાં, ભરતકામ અને કાંસાકામ વખણાય છે. **યોકોહામા, ઓસાકા**, નાગાસાકી, અને કોબે બંદરો છે. ઓસાકામાં વહાણ અને આગબોટો બાંધવાનાં તેમજ બીજાં ખૂબ કારખાનાં છે તેથી તેને જાપાનનું માન્ચેસ્ટર કહેવામાં આવે છે. ત્યાં ચા અને ચોખાનો વેપાર સારો ચાલે છે. **નાગાસાકી** એ જાપાનનું સુંદર બંદર છે. અને આગબોટોને કોલસા લેવાનું સ્થળ છે. **યોકોહામા** ભવ્ય બંદર અને જાપાનનું કેન્દ્રસ્થાન છે. અમેરિકા સાથેનો વેપાર આ બંદરેથી થાય છે; ત્યાં દેશદેશના વેપારીઓ જોવામાં આવે છે. મુંબાઇથી આ બંદર આવતાં લગભગ

૬૦૦૦ માઇલની મુસાફરી થાય છે. આ બંદરેથી ચા, રેશમ, તાંબુ વગેરે પરદેશ જાય છે. **કોરિઆ** દ્વીપકલ્પ છે. તે પહાડી મુલક છે, ને જાપાનના તાબામાં છે. **મુખ્ય પેદાશ** ચોખા, તમાકુ, ઘઉં અને જવ છે. ખનીજમાં સોનું, તાંબુ, કોલસા, લોઢું અને સીસું છે. તેનું રાજધાનીનું શહેર **સેઓલ** છે.

**ફાર્મોસા બેટની** મુખ્ય પેદાશ **કપુર** છે. કપુરનાં ઝાડ ત્યાં બહુ ઉગે છે. તે વડ જેવડાં હોય છે. તેના રસમાંથી કપુર બને છે. આખી દુનિયામાંનું કપુર મોટે ભાગે આ બેટમાંથી પુરૂ પાડવામાં આવે છે. તે દારૂ બનાવવામાં તથા હવા શુદ્ધ કરવામાં, તથા દવા વગેરે કામમાં વપરાય છે. બનાવટી કપુર ટરપેન્ટાઇન તેલમાંથી કરવામાં આવે છે. તે સિવાય આ બેટની ખનીજ કોલસો, ગંધક, સોનું અને મીઠું છે.

## કૃતિ.

૧ જાપાન અને બ્રિટિશ ટાપુઓની સરખામણી કરો.

૨ કાળો પ્રવાહ એટલે શું અને તેની આ દેશ ઉપર શું અસર થાય છે તે જણાવો.

૩ જાપાનની પેદાશ લખો.

૪ ત્યાંના હુન્નર ઉદ્યોગ વેપાર સંબંધી જે જાણતા હો તે લખો.

૫ કપુરની મુખ્ય પેદાશ ક્યાં છે, તે શાનું બને છે, અને તે શા ઉપયોગમાં આવે છે તે જણાવો.

૬ મુંબાઇથી યોકોહામા જતાં રસ્તામાં આવતાં બંદરો ત્યાંનાં હવાપાણી, અને લોકોના રીતરિવાજ જણાવો ?

# એશિઆઇ રૂશિઆ.

એશિઆના ઉત્તર ભાગમાં આ રાજ્ય આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૬૩ લાખ ચોરસ માઇલ ( લગભગ હિંદુસ્તાન કરતાં ચાર ઘણું ) છે. એશિઆખંડના ત્રીજા ભાગની જમીન આ રાજ્યે રોકેલી છે. તેના ત્રણ ભાગ છે. ( ૧ ) સૈબીરિઆ ( ૨ ) રૂશિઅન તાર્તરી ( ૩ ) ટ્રાન્સ કોકેશિઆ. એ ત્રણે પ્રજાસત્તાક રાજ્યો રૂશિઆની સોવીએટ સરકારની દેખરેખ નીચે છે. ( ૧ ) **સૈબીરિઆ**—ચીનાઇ રાજ્યની ઉત્તરે સપાટ પ્રદેશ આવેલો છે. તેમાં ઉત્તર અને પશ્ચિમે મોટાં મેદાનો આવેલાં છે. દક્ષિણ અને પૂર્વમાં પર્વતોની હાર આવેલી છે. ઉત્તરના મોટા મેદાનને **ટુંડ્ર** કહે છે. (ટુંડ્ર—જુઓ પાન ૩) આ ભાગ શીતકટીબંધમાં આવેલો હોવાથી ઠંડી ઘણી પડે છે. ત્યાં લગભગ નવ મહિના સુધી શિયાળો રહે છે. **મુખ્ય શહેર—ઇર્કુટસ્ક** છે, **ખનીજ**–કોલસા, સોનું, રૂપુ, લોઢું, સીસુ, તાંબુ અને હાથીદાંત છે. ત્યાં રૂપાનો વેપાર છે. ટોમ્સ્કમાં વિશ્વવિદ્યાલય છે. **તોબોલસ્ક** જુનું રાજધાનીનું શહેર હતું. **વ્લેડીવોસ્ટોક** પાસિફિક મહાસાગર પર બંદર અને નૌકાસૈન્યનું સ્થળ છે. ૫૦૦૦ માઇલ લાંબી ટ્રાન્સસૈબિરિઅન રે-વેનો ત્યાં છેડો આવે છે. તે **પૂર્વનીસત્તા** ( Rule the East ) કહેવાય છે કારણ કે રૂશિઅનોએ તે બંદરને લીધે પાસિફિક મહાસાગરની બધી સત્તા ભોગવવાનું ધાર્યું હતું. **રૂશિઅન તુર્કસ્તાન અથવા તાર્તરી**—કાસ્પિઅન સમુદ્રની પૂર્વે આ દેશ આવેલો છે. અહીંની હવા સુકી છે. પશ્ચિમ તરફ કેટલીકવાર વરસાદ પડે છે અને કેટલીકવાર લાગલાગટ પડતો નથી. ઉના-

ળામાં ગરમી અને શિયાળામાં ઠંડી વધારે પડે છે. ત્યાંના લોકો મુસલમાન છે. એરલ સમુદ્રની ઉત્તરે **કિર્ઘીઝનું** અને દક્ષિણે તુરાનનું મેદાન છે તેને **સ્ટૅપ** કહે છે. ( જુઓ પાન ૪ )

આ પ્રદેશમાં આમુરદર્યા અને સીરદર્યા એરલ સમુદ્રમાં પડતી નદીઓ છે. મુખ્ય શહેર **તાસ્કંદ** છે. **ખોકંદ** અને **સમરકંદ** બીજા શહેરો છે. **બોખારા** અને **ખીવા** એ બે પ્રજાસત્તાક રાજ્યો છે. **પેદાશ**—રૂ, શણ, તમાકુ, ઘઉં, ડાંગર અને મેવો છે ( ૩ ) **ટ્રાન્સકોકેશિઆ**—આ ભાગ કાસ્પિઅન સમુદ્ર ને કાળા સમુદ્રની વચ્ચે આવેલો છે. તેનું નામ કોકેસસ પર્વત ઉપરથી કોકેશિઆ પડેલું છે. તેમાં જ્યૉર્જીઆ અને એઝરબેજન સ્વતંત્ર રાજ્યો છે. જ્યૉર્જીઆની રાજધાની **ટિફ્લિસ** છે. એઝરબેજનની રાજધાની **બાકુ** છે. તે કાસ્પિઅન સમુદ્ર ઉપર બંદર છે. તેમાં ઘાસ્તેલના કુવા છે. દુનિયાના ઘાસ્તેલનો $\frac{1}{5}$ ભાગ અહીંથી નીકળે છે. **બાટુમ** કાળા સમુદ્ર ઉપર બંદર છે ત્યાં થઇને ઘાસ્તેલ પરદેશ જાય છે. બાકુથી બાટુમ સુધી રેલ્વે છે.

## એશિઆઈ તુર્કસ્તાન ( ભૂમધ્ય સમુદ્રનો પ્રદેશ ).

એશિઆની છેક પશ્ચિમે આ એક દ્વીપકલ્પ છે. ત્યાંની હવા આનંદકારી અને જમીન રસાળ છે. પ્રાચીનકાળમાં આ દેશમાં મોટાં રાજ્યો હોઈ તે ઘણો પ્રખ્યાત હતો. આ રાજ્ય તુર્કસ્તાનના રાજાના તાબામાં હતું પણ હાલ તે પ્રજાસત્તાક થઇ જઇ ફક્ત એશિઆમૈનર સુલતાનના તાબામાં છે. તેના મુખ્ય ચાર ભાગ છે. (૧) **એશિઆમૈનર** ( ૨ ) આર્મીનિઆ અને કુર્દિસ્તાન ( ૩ )

મેસેપોટેમિઆ અને (૪) સિરિઆ અને પેલેસ્ટાઇન. તેનું ક્ષેત્રફળ ૬૯૫૦૦૦ ચો. માઇલ છે. તેમાં તુર્ક, આરબ, ગ્રીક, યાહુદી, સરકેશિઅન અને આર્મિનિયન લોકોની વસ્તી છે. તુર્ક લોકો મોગલવંશના છે.

આ દેશ ભૂમધ્ય સમુદ્રનો પ્રદેશ ગણાય છે. તેના ઉત્તર ભાગની હવા સમધાત છે. અને જમીન ઘણી ફળદ્રુપ છે. દક્ષિણ ભાગમાં તાપ ઘણો પડે છે. અને જમીન પણ ઉજડ છે. તેમાં મોટાં જંગલો છે. આ દેશમાં શિઆળામાં વરસાદ પડે છે.

**એશિઆમાઇનર**—આ દ્વીપકલ્પ છે અને તે તુર્કસ્તાનના સુલતાનના તાબામાં છે. આ દેશ ઘણો ફળદ્રુપ છે. કાળા સમુદ્ર કિનારે વરસાદ પુષ્કળ થાય છે અને મેવા પુષ્કળ પાકે છે. આ દેશમાં અંગોના પ્રાંત ભૂમધ્ય સમુદ્ર પાસેની ખીણો ઘણી ફળદ્રુપ છે. ત્યાંનાં બકરાનું ઉન થાય છે જેને **મોહીર** કહે છે તેની ઉત્તમ **શાલો** બને છે. ભૂમધ્ય સમુદ્રના કિનારે **વાદળી** નીકળે છે. અને તૌરસ પર્વતમાંથી **ટરપેન્ટાઇન** નીકળે છે. મુખ્ય શહેર **સ્મર્ના** વેપારનું સ્થળ અને બંદર છે. ત્યાં શેત્રંજીઓ સારી થાય છે. **અંગોરા** તુર્કસ્તાનની નવી રાજધાની છે. અંગોરાના ઉનના વેપારનું સ્થળ છે. **બ્રુસા**માં રેશમનો વણાટ સારો થાય છે. ભૂમધ્ય સમુદ્રમાં **સૈપ્રસ** ટાપુ છે તે અંગ્રેજ સરકારના તાબામાં છે. ત્યાંના સમુદ્રમાંથી વાદળી નીકળે છે. બીજો **સેમોસ** ટાપુ છે તે ગ્રીસને તાબે છે. તેમાં પૈથાગોરસ જન્મ્યો હતો.

(૨) **આર્મીનિઆ અને કુર્દિસ્તાન**-આ ભાગ કોકેશિઆની દક્ષિણે આવેલો છે. તેમાં ઉત્તરમાં આર્મીનિઆ અને

દક્ષિણમાં કુર્દિસ્તાન છે. આર્મીનિઆનું પ્રજાસત્તાક રાજ્ય રૂશિઆની સોવીએટ સરકારના તાબામાં છે. અને કુર્દિસ્તાન સ્વતંત્ર રાજ્ય છે. આર્મીનિઆના લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. **મુખ્ય શહેર–અર્જરૂમ** રાજધાનીનું શહેર છે. બીજું શહેર **વાન** કુર્દિસ્તાનમાં છે.

(૩) **મેસેપોટેમિઆ** (એટલે નદી વચ્ચેનો પ્રદેશ-દોઆબ)– કુર્દિસ્તાનની દક્ષિણે તિગ્રિસ અને યુફ્રતિસ નદીઓની વચ્ચે આવેલો છે. આ ભાગ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. તેમાં આરબ જાતના લોકોની વસ્તી છે. મુખ્ય શહેર **મોસલ** છે. ત્યાંની મસલીન એટલે મલમલ વખણાતી હતી તે ઉપરથી તેનું નામ મોસલ પડયું છે. **બગદાદ** તિગ્રિસ નદી ઉપર છે તે પ્રથમ મુસલમાની ધર્મગુરૂ ખલીફની રાજધાની હતું. **બસરા** શટ–અલ– આરબ (તિગ્રિસ અને યુફ્રતિસ મળીને મુખ તરફ જાય છે તે ભાગ) ઉપર બંદર છે. તે ખજુર અને ગુલાબને માટે પ્રખ્યાત છે. આ બંદરેથી હિંદુસ્તાન અને ઇરાન સાથે વેપાર ચાલેછે.

(૪) **સિરિઆ અને પેલેસ્ટાઇન**—મેસેપોટેમિઆની પશ્ચિમે આ ભાગ આવેલો છે. તેમાં ઉત્તરનો ભાગ સિરિઆ છે. તે ફ્રાન્સની દેખરેખ નીચે છે અને નૈઋત્ય ભાગ પેલેસ્ટાઇન છે તે અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. તેમાં આરબ લોકોની વસ્તી છે અને તેઓ મુસલમાની ધર્મ પાળે છે. **યાહુદી** લોકોનું મૂળ સ્થાન આ છે. ત્યાંથી તેઓ બીજા ભાગોમાં ગએલા છે. આ પ્રાંતમાં **મૃત** ખારા પાણીનું સરોવર છે તે એટલું બધું ખારૂં છે કે તેમાં માછલાં જીવતાં નથી. મુખ્ય પર્વત લીબનાન

અને એન્ટિલીબનાનની સમાન્તર હારો છે. તેની વચ્ચેની ખીણ ઘણી ફળદ્રુપ છે. તેમાં શેતુરનાં ઝાડ પુષ્કળ થાય છે. **મુખ્ય શહેર દમાસ્કસ** તેમાં પહેલાં સિરિઆની રાજધાની હતી. આ શહેર દુનિયામાં જુનામાં જુનું છે. તે ગુલાબના બગીચા તરવાર અને દમાસ્કસ ( ડુંમસ ) નામના કપડાને માટે પ્રખ્યાત છે. **બેરૂટ**—હાલ સિરિઆની રાજધાનીનું શહેર અને બંદર છે. **જેરૂશાલેમ** પેલેસ્ટાઇનની રાજધાની છે. અહીંથી **જાફા બંદર** સુધી રેલ્વે છે. તે ખ્રીસ્તિ, યાહુદી અને મુસલમાનોનું પવિત્ર સ્થાન છે. **બેથલેહેમ** લૉર્ડ જીસસ ક્રાઇસ્ટની જન્મભૂમિ છે. **ગાઝા** યુરોપથી કરાંચી આવતા મેઇલ હવાઇ વિમાનને થોભવાનું સ્ટેશન છે.

## અરબસ્તાન.

આ દેશ એશિઆઇ તુર્કસ્તાનની દક્ષિણે આવેલો છે. તે દુનિયામાં મોટામાં મોટો દ્વીપકલ્પ છે. આ દેશનો ઘણો ભાગ ઉચ્ચ પ્રદેશ અને રેતીનાં મેદાનો છે. ઉચ્ચ પ્રદેશ ફળદ્રુપ છે. રેતીનાં મેદાનોમાં ઉનાળામાં **સીમુમ** નામનો ઝેરી ગરમ પવન વાય છે. આ પવન ગુંગળાવી નાખે એવો હોય છે. આ દેશ બધા દેશો કરતાં વધારે ગરમ છે અને તેમાં વરસાદ ઘણો ઓછો પડે છે. અહીંના રણમાં કોઇ વસ્તી કરીને રહેતું નથી પણ તેમાં અરબ લોકોનાં ટોળાં ફરતાં હોય છે. આ લોકો બેદૂઇન (જંગલમાં ભટકનાર ) ના નામથી ઓળખાય છે. તેઓ ચામડાંની રાવટીઓ ઠોકી તેમાં રહે છે. તેમનો મુખ્ય ખોરાક ખજુર છે. તેમના સરદારને શેખ કહે છે. આરબ લોકો મુસલમાની ધર્મ પાળે છે.

અહીંના ઘોડા, ઉંટ અને સાંઢણીઓ વખણાય છે. તેના ભાગ નીચે પ્રમાણે છે. પશ્ચિમે **હેજાઝ** અને **યમન**, દક્ષિણે **હેંદ્રામોત** અને પૂર્વે **એલહસા** અને **ઓમાન** છે. હેજાજ, યમન અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. આ ભાગને **સુખી અરબી** કહે છે. કેમકે બીજા ભાગ કરતાં અહીંની હવા ઘણી સારી છે. અને જમીન ફળ્રુપ છે. તેમાં ખજુર, નાળિએર, કેળાં અને બુંદ થાય છે. આ રણોમાં કોઇ કોઇ ઠેકાણે લીલોતરીવાળી જગ્યા છે અને ત્યાં મીઠા પાણીના કુવા છે. તે જગ્યાને **રણદ્વીપ** ( Oases ) કહે છે. ઓમાન પ્રાંતમાં સ્વતંત્ર સુલતાન છે તેને ઇમામ કહે છે. તેની રાજધાની **રિયાદ** છે. મધ્યમાં **નજદ** નામે રસાળ પ્રદેશ છે.

**બેહરીનબેટ** ઇરાની અખાતમાં છે. ત્યાંના દરિયામાં મોતી પાકે છે. તે હિંદી સરકારની દેખરેખ નીચે છે.

**સામુદ્રધુનીઓ—બાબલમાંડબ** રાતા સમુદ્રને અને એડનના અખાતને જોડે છે **ઓર્મઝ**—ઇરાની અખાત અને ઓમાનના અખાતને જોડે છે.

**પેદાશ**—ખજુર, બુંદ, કૉફી, ગુંદર, ઔષધીઓ, મોતી. **મુખ્ય શહેરો—મક્કા**માં હજરત મહમદ પેગમ્બરનો જન્મ થયો હતો મુસલમાનોનું જાત્રાનું સ્થળ છે. તેમાં પશ્ચિમ તરફનો તથા કાસ્પિઅન સમુદ્રના કિનારાનો ભાગ રસાળ છે રાતા સમુદ્રમાં **જેદ્દા** બંદર છે. ત્યાં થઇને મક્કા જવાય છે.

**મદીના**—મહમદ પેગમ્બરની કબર છે **મોખા**—બુંદને માટે પ્રખ્યાત છે. **મસ્કત**—ઓમાનની રાજધાની છે. અને તે

સારૂં બંદર અને વેપારનું સ્થળ છે. ગુંદ અને ખજુરના વેપારને માટે પ્રખ્યાત છે. **એડન** મોટું બંદર અને કિલ્લો છે. તે હિંદી સરકારની દેખરેખ નીચે મુંબાઇ ઇલાકાના તાબામાં છે.

## ઇરાન.

આ દેશ એશિઆઇ તુર્કસ્તાનની પૂર્વે આવેલો છે. તેની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૭૬૦ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૭૦૦ માઇલ છે. તે ઉચ્ચ પ્રદેશ છે અને તેની ઉત્તર પશ્ચિમ અને દક્ષિણ સરહદ ઉપર પર્વતોની હારો આવેલી છે. તેના પૂર્વ તથા મધ્ય ભાગમાં રેતીનાં રણ આવેલાં છે. યજદ નામના શહેરમાં હજુ પારસીઓ વસે છે. હિંદુસ્તાનમાં આવેલા પારસીઓ મૂળ આ દેશના વતની છે. અરબસ્તાનની પેઠે આ રણોમાં પણ વણજારો લૂટનાર ટોળીઓ ભટકે છે. ત્યાંની હવા શિયાળામાં ઘણી ઠંડી અને ઉનાળામાં અતિ ગરમ હોય છે. ત્યાં ખારા પાણીનાં સરોવરો ઘણાં છે તેમાં મોટામાં મોટું **ઉરૂમિઆ** છે. તે એટલું બધું ખારૂં છે કે તેમાં માછલાં જીવતાં નથી. આ દેશનું પાણી નીરોગી ગણાય છે.

[ આ દેશ પારસી લોકોનું અસલ રહેઠાણ છે. તેઓ આર્ય વંશના હતા. ઇ. સ. ના સાતમા સૈકામાં મુસલમાન લોકોએ ઇરાન જીતી લીધું. અને ત્યાંના મૂળ વતની પારસીઓને ધર્મ માટે બહુ દુઃખ દીધું. તેથી ઘણા પારસીઓ ઇરાન છોડી બીજા દેશોમાં જઇ વસ્યા. તેમાંના કેટલાક હિંદુસ્તાનમાં આવી રહ્યા. હાલ ઇરાનમાં અરબ, તુર્ક, મોગલ, વગેરે ઘણી જાતો વસે છે.

ઇરાની લોક હસમુખા, મળતાવડા, વિવેકી, સુધરેલા અને સારી રીતે પરોણાગત કરનારા છે. વળી તેઓ ઘણા શોખીન છે. ત્યાં આર્ય અને મોંગોલિઅન જાતના લોકો વસે છે તેઓ શીહા પંથના મુસલમાન કહેવાય છે અને મુસલમાની ધર્મ માને છે. તેઓની ભાષા ફારસી છે. ]

આ દેશમાં ૧૯૦૭ માં પાર્લામેન્ટ સ્થાપી છે. ત્યાંના બાદશાહને શાહ કહે છે. ત્યાંના કાયદા કુરાનના નિયમો પ્રમાણે બનાવેલા છે તે તેને અનુસરીને ચાલે છે.

ઇરાનમાં અસલના વારામાં ઘણાં મોટાં શહેરો હતાં, તેની જુની ઇમારતો હાલ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. તેમાં સૌથી મોટું અને પ્રખ્યાત શહેર પરસેપોલીસ ( પારસીપુરી ) હતું. તેનાં ખંડેરો હજી જોવામાં આવે છે.

**ખનિજ**—રૂપુ, સીસુ, લોઢું, તાંબુ, સુંદર આરસ, કોલસા નખતેલ અને મોતી છે. **પેદાશ**—ઘઉં, રૂ, રેશમ, ગળી, અફીણ, અને મેવો છે. અહીંના ઘોડા અને કુતરા વખણાય છે.

**મુખ્ય પર્વત**—એલ્બુઝ ઉત્તરમાં છે

**મુખ્ય શહેરો**—**તેહરાન**–ઇરાનની રાજધાની છે. અને તે ગાલીચાના વેપાર માટે પ્રખ્યાત છે. **ઇસ્પાહાન** જુનું રાજધાનીનું શહેર હતું. **શિરાઝ**નો દારૂ વખણાય છે. **તબ્રીઝ**–વેપારનું મથક છે. **બુશીર**—ઇરાની અખાત ઉપર બંદર છે, ત્યાંથી હિંદુસ્તાન જોડે વેપાર ચાલે છે.

# અફઘાનિસ્તાન.

આ દેશ પંજાબની વાયવ્યે અને બલૂચિસ્તાનની ઉત્તરે આવેલો છે તે સુલેમાન પર્વતને લીધે હિંદુસ્તાનથી છૂટો પડે છે. આ દેશ ઉચ્ચ પ્રદેશ છે અને ઘણાખરા ભાગમાં પહાડો આવેલા છે. ઉત્તરમાં પર્વતોની હારો છે. અને તેની વચમાં નાની મોટી ખો અને મેદાનો આવેલાં છે. તેમાં સેઇસ્તાન નામનું મેદાન માત્ર રેતીથી જ ભરેલું છે. આ પહાડોનાં ઉંચાં શિખરો ઉપર નિરંતર બરફ રહે છે. તેથી હિંદુસ્તાન કરતાં પણ ઠંડી વિશેષ પડે છે. તેમ જ ઉનાળામાં તાપ પણ સખત પડે છે.

[ આ દેશના લોકને આ મુલકમાં પઠાણ કહે છે. અફઘાન લોકો ઉંચા, જોરાવર, બહાદુર, ચંચળ, ઉદ્યમી તથા મજબૂત બાંધાના હોય છે. તેઓ કાળા ઉનનાં અને બકરાનાં ચામડાંનાં કપડાં પહેરે છે. તેઓ બહુ નિર્દય હોય છે. એ દેશના લોકોમાં ઘણી જાત છે, તેઓ એક બીજાનું ખાય છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે. અને પુશ્તુ ભાષા બોલે છે. તેઓને સ્વતંત્રતા વધારે પસંદ છે, આ મુસલમાની રાજ્ય છે ને ત્યાંના રાજાને અમીર કહે છે. આ દેશમાં પાણી અને પવનના જોરે ઘંટીઓ ફેરવે છે. ત્યાંનો સઘળો વહેવાર અને વેપાર ત્યાં ગાડાં ચાલતાં નથી તેથી ઉંટ, ઘોડા અને સાંઢણીથી ચાલે છે.

**મુખ્ય પર્વતો—હિંદુકુશ** ઇશાનમાં અને **સુલેમાન—** પર્વત પૂર્વમાં આવેલા છે. આ દેશમાંથી હિંદુસ્તાનમાં આવવાને પર્વતોની વચ્ચે મુખ્ય રસ્તો ખૈબરઘાટ અને બોલનઘાટ છે.

**મુખ્ય નદીઓ**—આ દેશના વિસ્તાર પ્રમાણે બહુ મોટી નદીઓ નથી. અને નદીઓનું પાણી ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે. તેથી તેમાં પાણી ઓછું રહે છે. મુખ્ય નદીઓ આમુદર્યા અને કાબુલ છે. આમુદર્યા એરલ સમુદ્રમાં પડે છે, અને કાબુલ સિંધુ નદીને મળે છે. ત્યાંની એકે નદીમાં મઘર નથી.

આ દેશના ડુંગરાળ ભાગમાં પાક થતો નથી પણ હિરાત તરફનો ભાગ ઘણો ફળદ્રુપ છે. મુખ્ય અનાજ ઘઉં અને જવ થાય છે.

**મુખ્ય શહેરો—કાબુલ**—કાબુલ નદી ઉપર રાજધાનીનું શહેર અને વેપારનું મથક છે. મહમદ ગીઝનીવાળું **ગીઝની** કિલ્લાવાળું પ્રખ્યાત શહેર છે. **કંદહાર** કિલ્લાવાળું શહેર, વેપારનું મથક અને લશ્કરને રહેવાનું સ્થળ છે. **હિરાત** કાબુલથી ૫૦ માઇલ ઉપર રસાળ મેદાનમાં આવેલું મોટું પ્રખ્યાત શહેર છે.



## કૃતિ.

૧ તુર્કસ્તાનના ભાગો કયા કયા છે અને તે કોના કોના તાબામાં છે તે જણાવો ?

૨ ભૂમધ્ય સમુદ્રના દેશો કોને કહે છે અને એશિઆખંડમાં તેવો દેશ કયો છે અને તેની આબોહવા અને વરસાદ વિશે શું જાણો છો તે જણાવો ?

૩ અરબસ્તાનના ભાગો કયા છે તથા તેનું મૂખ્ય શહેર શું છે તે જણાવો ?

૪ એડન કયાં આવ્યું અને તે કોના તાબામાં છે તથા તેની મહત્તા કેવી છે તે જણાવો ?

૫ ઇરાનની રાજ્ય વ્યવસ્થા કેવી છે અને ત્યાંના લોકો, પેદાશ અને ખનીજ શી છે તે લખો.

૬ તુર્કસ્તાન અને ઇરાનના વેપાર ઉદ્યાગ સંબંધી જે જાણુતા હો તે જણાવો ?

૭ અરબસ્તાનની મુખ્ય પેદાશ કઇ છે ?

૮ સુવેઝની નહેર કયાં આવી અને તેથી શા ફાયદા થયા છે તે જણાવો.

૯ સુખી અરબી કોને કહે છે ?

૧૦ અરબસ્તાન તથા ઇરાનનો હિંદુસ્તાન સાથેનો વેપાર કયાં બંદરોએથી થાય છે તે જણાવો ?

૧૧ શટ-અલ-અરબ કોને કહે છે ?

૧૨ પરસેપોલીસ, શિરાઝ, બુશીર, કંદહાર, મક્કા, અંગોરા, સેઇસ્તાન, તેહરાન, શું છે કયાં આવ્યાં અને શાને માટે પ્રખ્યાત છે તે જણાવો ?